આ ધન્યમાતા માત્ર બે પુત્રરત્નો શાસનને સોંપીને જ વિરમેલ નથી, પણ વૃદ્ધ એવા પોતાના પતિ છોટાલાલભાઇને પણ સહર્ષ દીક્ષા અપાવી છે. આ મહાત્મા પૂ. મુનિરાજશ્રી મુક્તિવિજયજી મ; એમણે પણ બે વર્ષ સંયમી જીવનની નિર્મલ આરાધના કરી આત્મકલ્યાણ કર્યું.

દરેક કૃતજ્ઞ શાસન સૈનિક આ માતાને ઝૂકી ન પડે તેવું બનવું અસંભવિત છે. તો જેને તેમના એક સંતાનનાં ચરણના આશ્રયે પોતાનાં જીવનને જીવન બનાવ્યું હોય, શાસનને શરણે આણ્યું હોય તેવા મારી શી દશા હોય? એ શાસનપ્રેમી કૃતજ્ઞ આત્માઓએ પોતે પોતાના અનુભવે વિચારવું જોઇએ.

લખતાં એક કલ્પના થઈ જાય છે!

એક દૃશ્ય નજર સામે ખડું થાય છે.

એક અનુમાન કરવા દિલ લલચાઇ જાય છે.

આ ધન્ય પુત્રોને આચાર્ય પદ પર બિરાજેલા એ માતાએ જોયા હોત! પોતાના નયને નિહાળ્યા હોત તો તેના દિલમાં શુંશું ભાવના ઉભરાતી હોત!!........

બસ કૃતજ્ઞ આત્માઓ સમજી શકે છે કે આ ધન્ય માતાને 'વિક્રમપ્રભા' ગ્રંથસમપર્ણ, એ કૃતજ્ઞભાવે થયેલી એક ચેષ્ટા માત્ર છે....

—વિવેચક

विक्रमप्रभाभिधो
विवेचनग्रंथोऽयम्
समर्प्यते

मातापितरौ दुष्प्रतिकारौ...तत्र गुरुदेव
इहामुत्र सुदुष्करप्रतिकारः



ધન્ય માતા પ્રસન્ન બ્હેન

જે રત્નકુક્ષી માતાના

બે બે

પુત્ર રત્નો

જૈનશાસનનો જય જયકાર કરાવે છે.

જે ધન્ય પત્નીએ

પોતાના પતિને

વૃદ્ધાવસ્થામાં પણ સંયમ પંથે

અનુમતિ આપી

તે ધન્યાતિધન્ય 'ગુરુમાતા' **પ્રસન્નબેનના** પવિત્ર કરકમલમાં

આ મહાન ગ્રંથરત્ન કે જેનું વિવેચન તે ધન્ય માતાના સુપુત્ર ને જૈન શાસનના અલંકાર પૂ. પાદ આચાર્ય દેવ શ્રીમદ્ વિજય વિક્રમ **સૂરીશ્વરજી** મહારાજશ્રીના શિષ્યરત્ને કરેલ છે, તે ગ્રંથરત્ન અતિ આદર ભાવે સમર્પિત કરતાં હુ અતીવ પ્રમોદ અનુભવું છું.

—પ્રકાશક

॥ જયંતુ જિનવરેંદ્રાઃ

# પ્રાસંગિક

પૂ. પાદ મહાનશાસનપ્રભાવક સમર્થવાદિવિજેતા વ્યાખ્યાન વાચસ્પતિ કવિકુલકિરીટ આચાર્ય ભગવંત શ્રીમદ્ **વિજય લબ્ધિ સૂરીશ્વરજી મહારાજ**શ્રીના પુણ્યનામાભિધાનથી સંકલિત અમારી સંસ્થા દ્વારા આજે નવું પ્રકાશન પ્રસિધ્ધ કરતાં હું આનંદ અનુભવું છું. પૂ. પાદશ્રીના પટ્ટપ્રભાવક પૂ. પાદ સિધ્ધાંત–ન્યાયતર્ક નિપુણ મહાન પ્રભાવક આચાર્યદેવ શ્રીમદ્ **વિજય વિક્રમસૂરીશ્વરજી** મહારાજશ્રીની શુભ પ્રેરણાથી ફાલી–ફૂલી રહેતી આ સંસ્થા દ્વારા અત્યારસુધી અનેક ઉપયોગી ને સ્વાધ્યાય પ્રેરક પ્રકાશનો પ્રસિધ્ધ થયા છે.

પ્રસ્તુત **'લબ્ધિ પ્રકાશ'** ગ્રંથ રત્નના મૂલકાર પૂ. પાદ આચાર્ય દેવ શ્રીમદ્ **વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજશ્રી** છે, તેઓશ્રીની મૂલકૃતિ કેટકેટલી અર્થ ગંભીર ને સિધ્ધાંત સાર ગર્ભિત છે, કે ખરેખર આ રચના દ્વારા તે મહાનપુરૂષે ભવ્ય મુમુક્ષુજીવોને સમગ્ર જૈન શાસનનો સાર સમજાવી દીધો છે. કોઇ વસ્તુ કે પરમાર્થ બાકી રહયો

નથી, કે જે આ મૂલગ્રંથમાં પૂ. પાદ સમર્થ વિદ્વાન સૂરિદેવશ્રીએ સદુપદેશ્યો ન હોય !

ને આ ગ્રંથના મૂલશ્લોકોનું વિસ્તૃત વિવેચન પૂ પાદ આચાર્ય મહારાજ શ્રીમદ્ **વિજય વિક્રમ સૂરીશ્વરજી મહારાજશ્રીના** વિદ્વાન શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી રાજયશ વિજયજી મહારાજે કર્યું છે. મૂલકાર **સૂરિદેવશ્રીનાં** આશયને તથા રચનાને એટલી વિશદ સ્પષ્ટ તેમજ સચોટ રીતે તેમણે વિવેચનપૂર્વક વિસ્તારથી આપણી સમક્ષ રજૂ કરેલ છે કે, જે વાંચતાં આપણે અગાધ જ્ઞાનસાગરમાં તરબોળ બની જઇએ.

વિવેચનકાર મુનિરાજશ્રીએ બાલ્યકાલમાં દીક્ષા ગ્રહણ કરીને પોતાના પૂ, પાદ પરમગુરૂદેવશ્રીની સેવામાં સમર્પિત થઇને જે જ્ઞાનગ્રહણ કર્યું છે, તે કેટલું અગાધ તથા તલસ્પર્શી ને જૈન શાસનમાર્ગની પ્રણાલીને નિષ્ઠાપૂર્વકનું સુસંગત છે, તે તેઓશ્રીની આ કૃતિ દ્વારા સ્હેજે સમજાઇ જાય છે.

વાચક મહોદય, આ ગ્રંથરત્નના સ્વાધ્યાય દ્વારા તત્ત્વામૃતનું પાન કરી અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવનાં શાસનની ખૂબજ શ્રદ્ધા, ને સંયમ દ્વારા આરાધના કરી આત્મ કલ્યાણ સાધે ! એ શુભકામના.

અમારી સંસ્થાના વિકાસમાં અમને પ્રેરણાદાતા પૂ. પાદ સ્વ. પરમગુરૂદેવ કવિકુલકિરીટ સૂરીશ્વરજીના પટ્ટ પ્રભાવક પૂ. પાદ પ્રશાંતમૂર્તિ સૌજન્યશાલી આચાર્યદેવ શ્રીમદ્ વિજય **જયંત સૂરીશ્વરજી મહારાજશ્રી** તથા પૂ. પાદ મહાનપ્રભાવક પ્રવચનવિશારદ આચાર્ય

દેવ શ્રીમદ્ વિજય વિક્રમસૂરીશ્વરજી મહારાજશ્રીના તે મહાન ઉપકારોને વિનમ્રભાવે યાદ કરતો હું. તેઓશ્રીના સદુપદેશથી પ્રકાશનમાં સહાયક બનનાર ઉદારદિલ દાતા મહાશયોના તે સુકૃતની સંપત્તિના સદ્વ્યયની અનુમોદના કરું છું.

અંતમાં આ પુસ્તકના પ્રકાશન અંગે પ્રુફોનું સંશોધન કરવા માટે, તેમજ સુયોગ્ય માર્ગદર્શન માટે પૂજ્યપાદ પંન્યાસજી મ. શ્રી કનકવિજયજી ગણિવરશ્રી કે જેઓશ્રીએ પોતાની અનેક બીજી ઉપયોગી પ્રવૃત્તિઓમાં રોકાણ છતાં જે તકલીફ ઉઠાવી છે તે બદ્દલ તે પૂજ્યશ્રીનો આભાર માનવાનો હું કેમ ભૂલી શકું ? અવિવેક કેમ દાખવી શકું ?

॥ જૈનં જયતિ શાસનમ્ ॥

બિરલા મેન્શન,
પ્રાર્થના સમાજ,
મુંબઈ ૪ BR.
તા. ૩–૬–૭૧.
જેઠ સુદ ૧૦ : ગુરૂવાર.

નિવેદકઃ ફત્તુરચંદ બી. ઝવેરી
માનદમંત્રી : પૂ. આ. મ. શ્રી
વિજયલબ્ધિ સૂરીશ્વરજી
સ્મારક સંસ્કૃતિ કેંદ્ર મુંબઈ-૪

ॐ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથાયનમ : ॥

# મંગલ વચન

પૂ. પાદ જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ મહાન ગ્રંથકાર સમર્થ ને દિગ્ગજ વિદ્વાન આચાર્યભગવંત શ્રીમદ્ વિજય **લબ્ધિસૂરીશ્વરજી મહારાજની** મારાપર ઠેઠ બાલ્યકાળથી અપ્રતીમ કૃપાદૃષ્ટિ હતી. અખંડ કૃપાસાગર ને પરમ વાત્સલ્યનિધિ તે સૂરિદેવશ્રી જૈનશાસનના અદ્વિતીય પ્રભાવક હતા, તેઓ શ્રીમદ્‌ની કૃતિ **'લબ્ધિ પ્રકાશ'** ખરેખર જૈન શાસનની સઘળીયે લૌકિક–લોકોત્તર લબ્ધિઓનો મહાપ્રકાશ પાથરે છે.

તેઓ શ્રીમદ્‌ની વિદ્વત્તા સાગર જેવી અપાર ને ગંભીર હતી, જૈન શાસનના ને જૈન સિદ્ધાંતોના મર્મગ્રાહી જ્ઞાનસિંધુ તેઓશ્રીની સાહિત્યકૃતિ **'લબ્ધિ પ્રકાશ'** જે કદમાં છે, ન્હાની પણ પૂ. પાદ સૂરિદેવશ્રીએ તેમાં ગાગરમાં સાગરની જેમ જૈન સિધ્ધાંતનો સર્વસાર સંગૃહીત કરીને મૂકેલ છે. ખરેખર આ કૃતિના એકેક શ્લોકમાં રચનાકાર સૂરિદેવશ્રીએ મુમુક્ષુ કલ્યાણકામી જીવોને પ્રેરક બોધપ્રદ સદુપદેશામૃત અર્થગંભીરરીતે ભાવવાહી ભાષામાં સુમધુરશૈલીયે વાત્સલ્યભાવે સંયોજિત કરેલ છે.

તેઓશ્રીની સાગરવર ગભીર પ્રકૃતિને અનુરૂપ આ ગ્રંથમાં તે પૂજ્યપાદશ્રીએ ઘણું ઘણું ઉપદેશ્યું છે. હૃદયની અપાર આત્મીયતાથી ને અપ્રતિમ કરૂણાથી આત્માર્થી ભવ્ય જીવોપરની અનંત ઉપકારમયી કૃપાદૃષ્ટિથી જે કાંઇ ઉપદેશામૃતની અમૃતવૃષ્ટિ તેઓશ્રીએ અહિં કરી છે, તેને મૂલવવાની મારામાં તાકાત નથી, તે ગ્રંથરત્નનો પરિચય હું શું આપી શકું ? સાગરના જલકણોને માપવાની તાકાત કોની છે ? છતાં યે તેઓ શ્રીમદ્‌ના પટ્ટપ્રભાવક આચાર્ય મહારાજ શ્રી **વિજય વિક્રમ સૂરિજી** મહારાજે મને આ ગ્રંથરત્નના આદિવચનને લખવા પ્રેરણા કરી,

જેથી શુભે યથાશકિત યતનીમ્ એ ન્યાયે મેં મારી શકિતને આ શુભ કાર્યમાં પ્રવૃત્ત કરી છે.

પ્રસ્તુત ગ્રંથરત્નના શ્લોકોમાં ઘણી ઘણી અદ્દભુત ને શાસ્ત્રનાં મર્મને સ્પર્શતી માનસશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર તેમજ નીતિશાસ્ત્રની જીવનમંગલ માટેની પ્રેરણાદાયી વાતો પ્રાસાદિક શૈલીયે આલેખાઇ છે, જે તેના વાચક વર્ગને જો તે સુજ્ઞ, વિચારક ને સહૃદયી જિજ્ઞાસુ તથા સ્વાધ્યાયપ્રેમી આધ્યાત્મિક દ્રષ્ટિવાળો હશે, તો તેની પ્રતીતિ અવશ્ય થશે જ. તેમ હું નિશ્ચિતપણે માનું છું.

મૂળ ગ્રંથકાર મહાન પુરૂષ સમર્થ વિદ્વાન તેમજ દિગ્ગજ પંડિત હતા. કવિ શિરોમણિ તથા સર્વદર્શનના તેઓશ્રી પ્રખર વિદ્વાન હતા. અસાધારણ વાદ શકિત ધરાવનાર, અદ્દભુત સ્મૃતિ પ્રજ્ઞાવાન તેઓ શ્રીમદ જૈન શાસનમાં મહાન પ્રભાવક હતા. આવા સમર્થ ગ્રંથકારશ્રીની સાહિત્ય–કૃતિના પદે પદે, શબ્દે–શબ્દે જે ભાવ ભર્યાં છે, તે નિરવધિને અમાપ જ્ઞાનના પૂંજરૂપ છે. દરેક દરેકે પ્રકારના શાસ્ત્રરહસ્યોની સીમા આ નાના પણ ગ્રંથરત્નમાં અંકિત થયેલી છે.

ખૂબીની વાત એ છે કે, આવા અર્થગંભીર રહસ્યમય લઘુ-ગ્રંથનું વિવેચન જે શૈલીથી સચોટ ભાવવાહી ને મૂલકારના આશયને વિશદ રીતે સૂક્ષ્મેક્ષિકાથી ચર્ચીને રહસ્યોદ્દ્ઘાટનરુપે થયું છે, તે માટે કહી શકાય કે, મૂલકારની જેવી અગાધ વિદ્દત્તા તેવીજ વિવેચન-કારની મહાન પ્રતિભાશકિત ને સ્વાભાવિક તાર્કિક પ્રજ્ઞા રહેલી છે. તે બન્નેયનો સુભગ સમન્વય એ એક દૃષ્ટિએ મહાન તથા અદ્દભૂત ચમત્કાર જ કહી શકાય. મૂલકારના હૃદયમા રહેલાં ઉંડા રહસ્યોને તેમજ તેઓશ્રીમદ્દની ગંભીર ઉદાર આશયની વિશાલતાને જે રીતે વિવેચનકાર મુનિરાજશ્રીએ વિશદપણે અહિં સ્પષ્ટ કરી છે, તે વિવેચનકાર મુનિરાજશ્રીની ક્ષયોપશમની પ્રબળતા જ સૂચવે છે.

બાલ્યકાલમાં દીક્ષા સ્વીકારીને પોતાના શ્રદ્ધેય પૂજનીય ગુરૂ-દેવશ્રીનાં ચરણોની ઉપાસના દ્વારા વિવેચનકાર મુનિશ્રીએ જે જ્ઞાન-શકિત તથા પૂ ગ્રંથકાર સૂરિમહારાજશ્રીના હૃદયગત આશયને તથા

તેમના શ્લોકબદ્ધ વિચારોના મર્મને ગ્રહણ કરી તે પર શાસ્ત્રાનુસારી લૌકિક-લોકોત્તર દૃષ્ટિએ દલીલો, દૃષ્ટાંતો દ્વારા જે વિવેચન અદ્ભુત પ્રજ્ઞાબળથી તેમણે કર્યું છે, તે વાંચતાં વિચારતાં સમજાય છે કે, ખરેખર વિવેચનકાર તરીકે તેમણે ચમત્કારીક વિવેચન કૌશલ્ય દાખવ્યું છે.

પ્રસ્તુત ગ્રંથનું સંશોધન-સંપાદન કરવાનું કાર્ય જે પ્રેમભાવે આત્મીયતાથી વિદ્વાન આચાર્ય મહારાજશ્રી **વિજય વિક્રમ સૂરિજી મહારાજે** મને સોંપ્યું છે. તેને મેં યથાર્થ ન્યાય આપ્યો છે કે નહિ? તે વિષે તો હું શું કહી શકું? છતાં મુંબઇ જેવા શહેરમાં ભલે બીજી રીતે તે વૈજ્ઞાનિક સાધનોથી ને આધુનિકતાથી સમૃધ્ધ હશે? છતાંય છાપકામ, તેમાંયે ગુજરાતી છાપકામ માટે ગમે તેટલો દ્રવ્યવ્યય કરવા છતાં જે અક્ષમ્ય વિલંબ અનુભવવા મળે છે, તેનો મને આ પ્રકાશન માટેની સંપાદન-સંશોધન પ્રવૃત્તિમાં ખ્યાલ મળ્યો છે, આટલા ન્હાના પુસ્તકમાં પણ બધું પ્રેસમેટર તૈયાર છતાં લગભગ ૧૫ મહિના ઉપરનો સમય વ્યતીત થયો, છતાં આજે આ રીતે પ્રસ્તુત પ્રકાશન તૈયાર થઇને પ્રસિદ્ધ થઈ રહ્યું છે, તે આનંદનો વિષય છે.

પ્રુફ સંશોધન-સંપાદનમાં જે કાંઇ ક્ષતિઓ કાળજી રાખવા છતાંયે રહી હોય તે આ પુસ્તકના જિજ્ઞાસુ સ્વાધ્યાય રસિક આત્માઓ ક્ષંતવ્ય લેખશે ને વિવેકપૂર્વક પ્રસ્તુત ગ્રંથરત્નના વિષયોનું મનન--નિદિધ્યાસન કરી, આત્માર્થીભાવે સારને ગ્રહણ કરી, પરમાર્થરૂપ અનંત ઉપકારી શ્રી જિનેશ્વરભગવંતે ફરમાવેલ મંગલના માર્ગે પ્રગતિ કરવા ઉજમાળ બની આત્મકલ્યાણ સાધે! એજ એક શુભ કામના.

જૈન ઉપાશ્રય, શ્રીપાલ નગર,
૧૨, જમનાદાસ મહેતા માર્ગ,
વાલકેશ્વર, મુંબઇ ૬ W.B.
જેઠ સુ. ૧૦ : તા. ૩-૬-૭૧
ગુરૂવાર : ૨૦૨૭-૨૪૯૭

નિવેદક :
પૂ પાદ પરમશાસન પ્રભાવક
પરમગુરૂદેવ આચાર્ય ભગવંત
શ્રીમદ્ વિજય રામચંદ્ર સૂરીશ્વર
શિષ્યાણુ પં. કનક વિજયગણિ

# પ્રસ્તુત ગ્રંથ

## શું? ક્યારે?? કેમ???
### અને
### કેવો????

એક વૃદ્ધ મહાશયના ઉચ્ચારણમાં ભૂલ થઇ ગઇ. 'પુંસ્સુ'ના બદલે 'પુંક્ષુ' બોલાઇ ગયું. સારીય સભા તેમના અશુદ્ધ ઉચ્ચારણથી હસી પડી. પણ એ વૃદ્ધ મહાશયનો પુણ્યપ્રકોપ એક નવા વ્યાકરણના સર્જનમાં પલટાઇ ગયો. (પોતાના અશુદ્ધરૂપને પણ સિદ્ધ કરી આપતું એક નવ્ય વ્યાકરણ સર્જાયું.) ઉચ્ચારણની એક મામૂલી ભૂલથી શબ્દશાસ્ત્રને એક મહામૂલી ભેટ મળી.

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યને સિદ્ધરાજે વિનંતિ કરી. ગુજરાતનું ગૌરવ ટકાવવાનો સિદ્ધરાજનો હેતુ હતો. અને જગતની લાડલી સંસ્કૃતભાષાનું ભૂષણ તૈયાર થઇ ગયું

વાત માત્ર એટલી જ કરવાની છે કે જગતના મહાન્ ગ્રંથોના ઇતિહાસમાં કંઇક નજીવું કહેવાય તેવું કારણ કો'ક વખત કૃતિ-સર્જનનું માન ખાટી જાય છે.

પ્રસ્તુત કૃતિનો ઇતિહાસ પણ આવો જ છે.

અમારા પુણ્યપ્રભાવી દેવસેવિત મહિમાસંપન્ન પૂ પં. મ. **મહિમા વિજયજી મ.** સાધુ સમુદાયની નહીં પણ જૈન સંઘની આગવી અને મહામૂલી સંપત્તિ હતા. પણ પડતા કાળે એ મારા સહૃદયી મુનિમિત્રને ઝડપી લીધા છે. સૌને દરિદ્ર બનાવી દીધા છે.

એ સરળ મહાત્માની જીવનગાથા ગાવાનો આ પ્રસંગ નથી. છતાંય હૈયું એ મુનિમિત્રની યાદ આવતાં ત્યાં જ દોડી જાય છે.

ઠીક, આ દૈવીપુરૂષ મારા પૂ. ગુરૂદેવેશ (પૂ પા. જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ કવિ કુલકિરીટ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય **લબ્ધિસૂરીશ્વરજી મ.**) ને જ્યારે જ્યારે દૂર દૂર દેશથી વંદન કરવા આવતાં, આવીને પૂ. ગુરૂદેવેશના ચરણમાં શિર ઝુકાવતા, ત્યારે ત્યારે અક્ષતની વૃષ્ટી થતી. આ તો હંમેશનો ક્રમ હતો. જયારે જયારે આ મારા મુનિમિત્ર દૂર દેશથી પૂ ગુરૂદેવેશનાં ચરણમાં વંદના કરવા આવતા ત્યારે ત્યારે તો હંમેશ આમ થતું જ. આ હૈયું ઘણી વખત એ મારા પૂ ગુરૂદેવેશને સાક્ષાત્ દેવપૂજિત કહીને હર્ષઘેલું થઇ જાય છે. કાલ ક્યારનો ય તેમને પણ કવલિત કરી ગયો છે. હવે વાતોથી શું થશે?

પૂ. ગુરુદેવેશ ખંભાતમાં બિરાજતા હતા, અને પૂ. પં. શ્રી **મહિમા** વિ. મ. મહારાષ્ટ્રમાં વિચરતા હતા. તેમની પાસે દૈનિક હિસાબ કિતાબ રાખવાની એક ડાયરી આવી. જે કંઇ પણ ભકતની પાસે આવે તે ભગવાનને અર્પણ કરે. ભકતને મન ભગવાનથી અધિક કોણ? તેમને પરમગુરુ ભકતે પણ પૂ ગુરુદેવેશને તે મોકલાવી. ભાવભરી ભેટનો સ્વીકાર ન થાય એ બને કેમ? પૂ ગુરુદેવેશે તેનો સ્વીકાર તો કર્યો.

પણ તે સ્વીકારે એક સમસ્યા ઊભી કરી. આ ડાયરીનું શું કરવું? એ વિચાર તેમને પજવવા માંડયો. ત્યાં મુનિશ્રી **ભાસ્કર વિજયજીએ** પૂ ગુરૂદેવેશને કંઇક વિનંતિ કરી. તેમણે પૂ ગુરૂદેવેશને પોતાના રોજબરોજના વિચારો અને અનુભવો લખવા કહ્યું.

બસ પાંચ રૂપિયાથી પણ ઓછી કિંમતની ડાયરી, પાંચ મિનીટથી પણ ઓછા સમયની વિનવણીએ પૂ. ગુરૂદેવેશના સાહિત્યક આત્માને ઉત્તેજિત કરી દીધો, એક મહાન્ સાહિત્ય સર્જનનો પાયો ત્યારે સ્થાપિત થઇ ગયો.

તે દિવસથી દેહવિસર્ગના-કાલધર્મના આગળના દિનસુધી ક્યારેય ખાડો પાડ્યો નથી. એક પણ દિવસ એવો નથી ગયો કે જ્યારે કંઇ ટાંચણ ન થયું હોય. નિયમિતતાને તેઓ નહીં પણ નિયમિતતા જ તેમને વરેલી હતી !

ટીપે ટીપે થઇને સરોવર નહીં, પણ સમુદ્ર બનેલ તેમના સાહિત્ય સમુદ્રનું જ આ ગ્રંથરત્ન એક મૂલ્યવાન રત્ન છે. આ ગ્રંથરત્નનું મૂલ્ય કરતાં પહેલાં એક વખત હું તમને તેમના આ રોજનિશિના સાહિત્યનો ખ્યાલ આપી દઉં.

દરરોજના વિચારો અને અનુભવો લખવાનો ચીલો આપણે ત્યાં નવો છે. ટુંકમાં કહીએ તો રોજનિશિના પ્રકારનું સાહિત્ય આપણે ત્યાં સર્જાયું જ નથી. તે જોતાં આ સાહિત્ય એ પૂ. ગુરુદેવેશ તરફથી જૈનસાહિત્યને પ્રાપ્ત થયેલી મહામૂલી દેન બની રહેશે.

જો કે રોજનિશિના સાહિત્યમાત્રથી જ તેમની ટાંચણપોથી પૂરી નથી થઇ જતી. તેમાં 'પ્રવાસપોથી'ના તત્ત્વો પણ છે. જે જે સ્થળે તેઓ ગયા ત્યાંના ભગવાન અને મંદિર વિષે પણ કૃતિઓ રચી છે.

નવપદજી જેવા પર્વદિવસો ને પર્યુષણ જેવા મહાપર્વના દિવસોને અનુલક્ષીને પણ કૃતિઓ રચાઇ છે. નવપદજીના પ્રત્યેક પદ પર જ નહીં પણ વિવિધ વિષયોપર અષ્ટકો પંચવિંશતિકા પણ બનાવી છે. ગુજરાતી કૃતિઓ પણ પદ્ય અને ગદ્ય બંને રૂપે છે. કેટલાક સંસ્કૃત શ્લોકનો ગુજરાતીમાં પદ્યમય અનુવાદ પણ તેમાં છે.

આ કારણથી આ ટાંચણપોથી સ્વતંત્ર 'ગ્રંથોનુ' પણ પ્રણયન કરવા માટે સમર્થ છે.

હવે તેમની નોંધપોથીમાં 'રોજનિશિનુ' તત્ત્વ કેટલું છે તે જોઇએ. સામાન્ય રીતે આવુ સાહિત્ય કોઇ પણ પૂર્વાચાર્યોએ બનાવ્યું નથી. એમ કદાચકોઇ કહી શકે !

કારણ, ભારતદેશ માટે જ આ પ્રથા નવી છે. કોઇક વિચારકે કહયું છે કે, 'ભારતમા હ્યું-એન સંગ, ફાઇહાન, વાસ્કો-ડા-ગામા વગેરે ઘણા આવી ગયા......પણ ભારતનો આવો વાસ્કો-ડા-ગામા કે ફાઇહાન કયાંય ગયો નથી!' અર્થાત ભારતના કોઇપણ પ્રવાસીએ ટાંચણપોથી દ્વારા વિદેશના વર્ણનોની નોંધ પૂરી પાડી નથી.

છતાંય રોજનિશિના અંતર્ભૂત કહેવાય તેવાં કેટલાય અંગ-ઉપાંગ જૈનાચાર્યોની કૃતિમાંથીમળી આવશે તે નિઃસંશય છે. જો કોઇ વિદ્વાન આ માટે પ્રયાસ કરશે તો અવસ્ય સફળ થશે.

પૂ સિદ્ધર્ષિના અંતર ઉદ્દગારથી માંડીને પૂ. ઉપા. યશોવિજયજી મ.નું 'કોપાનલ ઉપજાવત દુર્જન મથન વચન અરણી'વાળું સ્તવન એ પોતાની આત્મકથા અને અનુભવકથા દ્વારા રોજનિશિના એક અંગની પૂર્તિ કરે છે ઉદયરત્ન મ.નું શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનું સ્તવન 'પાસ શંખેસરા સારકર સેવકા દેવ કાં આવડી વાર લાગે' આજ હરોળમાં ઊભું રહે છે.

પૂ. આત્મારામજી મહારાજે પણ સ્થાનકવાસીપણાને છોડીને અહિં આવ્યા પછી પોતાના અનુભવને પોતાની કૃતિઓમાં ગુંથ્યો છે.

'અબ તો પાર ભયે હમ સાધુ, શ્રી સિદ્ધાચલદર્શ કરીને.'

આવાં ઘણાં ઘણા પાસાઓ સાહિત્ય ઉપાસકને જૈન સાહિત્યમાંથી મળી આવશે. અસ્તુ! તે માટે વિદ્વાનો પ્રયત્ન કરે.

પૂ. ગુરુદેવેશે રોજનિશિના અંગભૂત આત્માનુભવો અને આત્મકથાના કેટલા નાના નાના પ્રસંગો પણ આલેખ્યા છે. તદુપરાંત સહવર્તિ અને સમકાલીન વ્યકિત વિશેષોની પણ તેમાં વાતો કરી છે, પોતાના કેટલાક શિષ્યોની શકિતની પ્રશસા પણ કરી છે. અને પોતાની નિશ્રામાં આરાધના કરી રહેલાની આરાધનાની ત્રૂટિ માટે કયાક ખેદ પણ વ્યકત કર્યો છે. શાસનનાં સુભટોની પ્રશંસા પણ તેમાં છે. અને કેટલીક સમુદાય ગત પ્રવૃત્તિની આલોચના પણ તેમાં છે

આ સાહિત્યનું પ્રકાશન આ કારણથી કંઇક વિચારણા પણ માંગી લે છે. કોઇકના દિલને દુઃખ લાગી જવાનો પણ તેમાં સંભવ છે. છતાંય પાઠકો ધ્યાન રાખે કે, જયારે પણ તે પ્રસિધ્ધ થશે ત્યારે તે હકીકતો સંપૂર્ણ સત્યરૂપમાં પ્રગટ થશે, તેમાં કદાચ કોઇ અણસમજુ આત્માના બચાવ માટે કરવી પડશે તો બાદબાકી થશે, પણ સરવાળો કશાનો નહીં જ થાય.

આ વાત તેમના પોતાના ઉદ્દગારો માટે પણ એટલી જ સાચી હશે. તેમના પોતાના માટેના ઉદ્દગારોથી પ્રગટ થતી આત્મનિંદા, એક સરળતાનો જીવંત આદર્શ બનશે.

પ્રભુભક્તિ, શાસનશક્તિ અને સમ્યક્ વિશુધ્ધિ માટેના તેમના ઉદ્દગારો અનેક આત્મા માટે આત્મવિશ્વાસનું શક્તિકેન્દ્ર બનશે.

પૂ. બાપુજી મ ના પ્રશિષ્ય પં. શ્રી ભદ્રંકર વિજયજીએ તો આ સાહિત્યના શીઘ્રાતિશીઘ્ર પ્રકાશન માટે સ્વ. પૂ ગુરુદેવેશના 'કલ્યાણ માસિક' તરફથી પ્રગટ થયેલ પુણ્ય સ્મૃતિ અંકમાં જ ટહેલ નાંખી દીધી છે.

પણ ઉપર કહ્યું તે કારણ, તથા દક્ષિણના પ્રદેશમાં મુદ્રણની મુશ્કેલીઓ, તેમજ બીજી પણ અનેક પ્રવૃત્તિઓનાં કારણે આ સાહિત્યનું હજી સૌથી પહેલું જ રત્ન બહાર આવે છે આટલા બધા વિલંબ માટે મને પણ ચોક્કસ ખેદ છે જ, છતાંય વિલંબના ભોગે પણ તે સાહિત્યને સુંદર રીતે, ઉપયોગી રીતે રજૂ કરવાની મારી ભાવના પ્રબળ બનતી જાય છે. ગમે તેવી રીતે મુદ્રણ કરાવી દેવાનુ મને યોગ્ય નથી લાગ્યું.

તેમનામાં શ્રદ્ધા અને ભક્તિ ધરાવવામાં સમસ્ત જૈન સંઘમાં કોઇનો પણ વાદવિવાદ નહોતો. એટલે જનતા વખત જતાં તેમને ભૂલશે નહી પણ તેમને વધુ ને વધુ યાદ કરતી જ રહેશે. તેથી ચિરકાળે પણ પ્રાપ્ત થયેલ તે સાહિત્યથી અવશ્ય નફો થશે. પ્રસ્તુત ગ્રંથરત્નના સ્વીકારથી મારો ઉત્સાહ અવશ્ય વધશે.

(૨)

હવે 'લબ્ધિપ્રકાશ' નામના તેઓશ્રીના ગ્રંથરત્નની વાત

કરીએ. આ ગ્રંથ પૂજ્યશ્રીના રોજનિશિના સાહિત્યમાંથી સમુધ્ધૃત કરીને સંકલિત કરવામાં આવ્યો છે. ગ્રંથમાં માત્ર ૧૦ જ શ્લોક છે. પણ તેની ખૂબી અપાર છે. લગભગ અનુષ્ટુપના પ્રત્યેક શ્લોકના પ્રત્યેકપાદમાં એક એક પ્રશ્ન છે, અને તેનો જવાબ પણ છે.

"કઃ ત્યાગઃ ?–ત્યાગ શું ?"...એ પ્રશ્નના જવાબમાં જ્યારે 'ગુણલીનતા' એવો જવાબ સૂરિજી આપે છે. ત્યારે આપણી કલ્પના અને માન્યતા ખળભળી ઊઠે છે અને ત્યાગ અને ગુણલીનતા વચ્ચેનો નવો સંબંધ બનાવતો રાહ આપણી સામે સ્પષ્ટ થાય છે.

'કે પુણ્યાઃ ?–કોણ પુણ્યશાળી ?" તેના જવાબમાં જ્યારે 'ગુરુભકતાઃ ગુરુભકતો' એવો જવાબ અપાય છે. ત્યારે આપણને આપણી કલ્પના કેવા અવળે માર્ગે ચાલી રહી છે. તેનું ભાન થાય છે અને સાથે જ ગુરુભકિતના રહસ્યો બતાવતા ઉત્તરાધ્યયનસૂત્ર અને દશવૈકાલિક જેવા સૂત્રો આંખ સામે નૃત્ય કરવા માંડે છે. ચંડ-રૂદ્રાચાર્યના શિષ્યો જેવા સેકંડો મહાપુરુષો નયનસામે આવી આત્માને તૃપ્ત કરી દે છે.

કવિ દલપતે ગાયું છે કે 'તણખલાથી પણ હલકો યાચક' ત્યારે પૂ ગુરુદેવ "કોણ લઘુ–કોણ હલકો–" તેના જવાબમાં પરની નિંદા કરનાર 'લઘુ' કહીને દલપત જેવાની સામે 'યાચક' કરતા પણ લઘુ, તણખલા કરતાં પણ લઘુ, સૌથી લઘુતમ 'પરનિંદક'ને ઊભો કરી દે છે, પરનિંદકને આ વિશ્વમાંથી ઊડી જવાનો અર્થાત્ પોતાના દુર્ગુણોને ઊડાડી દેવાનો અનુરોધ કરે છે.

કુગ્રહ કયા ? અને સુગ્રહ કયા ? એના જવાબમાં જ્યારે દુરાચારને કુગ્રહ કહે છે અને સદાચારને શુભગ્રહ કહે છે. ત્યારે આકાશના ગ્રહોની સાથે આત્માનો સીધો સંબંધ સ્થાપી દઈને એક વૈજ્ઞાનિક સંશોધન કરે છે. આવી આવી બીજી પણ કેટલીક વિશેષતાઓ છે. જેનો વાચક પોતે જ વિચાર કરે

કેવા કેવા પ્રશ્ન અને કેવા કેવા જવાબ છે. એ તો વાંચનાર

વિચારશે અથવા તેના પરના વિવેચન પર નજર નાંખશે ત્યારે સમજાશે. પણ આવો પ્રશ્નોત્તરાત્મક ગ્રંથ એ સાહિત્યની શોભા છે.

આ ગ્રંથમાં લગભગ ૩૫ પ્રશ્ન ને ૩૫ જવાબ છે. લગભગ બધે સ્થળે જવાબ પ્રાયઃ એક શબ્દમાં આપવામાં આવ્યો છે. એ પણ ઘણું વિલક્ષણ અને આશ્ચર્યકારી છે. લગભગ આવા પાંત્રીસ પ્રશ્ન ને પાંત્રીસ જવાબમા કેટલા બધા રહસ્યો અને કેટલા બધા ઉકેલો ભરી દીધા છે. તે તો વિદ્વાનો; મધ્યસ્થવિદ્વાનો અને આધ્યાત્મિકતામાં ડૂબી ગયેલાંઓજ જાણી શકે.

સંસ્કૃતગિરામાં મારા સાંભળવામાં માત્ર આવી એક જ જૈનકૃતિ ★ આવી છે, તે પછીના અને પહેલાના સાહિત્યમાં મારી નજરે કોઇ પણ આવી કૃતિ ચઢી નથી. સારીય સંસ્કૃતગિરામાં

---

★ (૧) ઘણા વર્ષો પહેલાં પંડીત લાલચંદ ભગવાનદાસે 'શ્વે ગુરૂ વિમલ સૂરિની પ્રશ્નોત્તર રત્નમાલા' નામનો લેખ લખ્યો હતો. આ લેખ 'આચાર્ય વિજય વલ્લભસૂરિ સ્મારક ગ્રંથ' માં છપાવવાનો હતો. પંડિતજીએ તે લેખના છાપેલા ફ્રર્માઓ મને આપેલા તેમાં મુખ્ય ત્રણ વસ્તુઓ જાણવા લાયક હતી.

(૧) આ કૃતિ શ્વે. પૂ. આચાર્ય શ્રી વિમલસૂરિજીની છે. તેઓ વિક્રમના ૧૨ માં સૈકાથી પહેલાના હતા. તેના પર બે આચાર્ય મ. ની વૃત્તિ પણ હતી. અને બીજા આચાર્યોના રચેલા ગુજરાતી ટબાઓ પણ છે. પણ આ કૃતિ તેમના મત પ્રમાણે દિગંબર વિદ્વાન અમોઘ વર્ષની નથી.

(૨) દિગંબર વિદ્વાન નથુરામપ્રેમીએ પોતાના મતના સંદર્ભમાં જણાવેલ છે કે, 'આ કૃતિનું તિબેટની ભાષામાં ભાષાંતર હમણાં

આના જેવી બીજીએક જ કૃતિ મારા જોવામાં આવી છે અને તે છે શંકરાચાર્યે બનાવેલ 'પ્રશ્નોત્તર-રત્ન-મણિમાલિકા' તેથી 'લબ્ધિ પ્રકાશ' નામની આ કૃતિ જૈન સાહિત્યને તો ઉજાળશે, પણ સાથે જ સંસ્કૃતગિરાને પણ સમૃધ્ધ કરશે. જ્યારે આ ખ્યાલ આવે છે. ત્યારે હૈયામાં એક ખેદ પણ થાય છે કે 'સોનાની મુરઘી પાસેથી' મેં પ્રમાદ છોડીને મેળવવા ધાર્યું હોત તો કેટલું મેળવી શકયો હોત!

આવા સરળ સૂચનોએ આવું અનુપમ સાહિત્ય સર્જ્યું તો તેઓશ્રીની પાસે બેસીને નિયમિત રોજ-રોજ નવું નવું લખાયું હોત તો કેટલો મોટો ઉપકાર થાત, પણ-'તે હિ મે દિવસા ગતા:-તે મારા 'દિવસો ચાલ્યા ગયા છે.' બસ હવે તો તેમના અવશિષ્ટ સાહિત્યને સુંદર રૂપે તૈયાર કરાવી લોકોને આપવાનો એક માત્ર જ સ્તો મારી પાસે રહ્યો છે.

---

પણ ઉપલબ્ધ છે.'

(૩) ત્રીજી વાત એ છે કે જુદા જુદા વેદાંતશાસ્ત્રો મુદ્રણ કરવાવાળી સંસ્થા તરફથી તે ગ્રંથની પ્રસિદ્ધિ કરવામાં આવી છે. ભગવાન શ્રી મહાવીરના મંગલાચરણ અને કર્તા વિમલસૂ. મ. ના નામના શ્લોકો કાઢી નાંખીને તે ગ્રથમાં શંકરાચાર્યને તેના કર્તા બનાવ્યા છે અને તે છપાયેલ છે.

પણ શંકરાચાર્યની પોતાની ખરી કૃતિ તો 'પ્રશ્નોત્તર રત્નમણિ-માલા' નામની એક સ્વતંત્ર દ્વાત્રિંશિકા ઉપજાતિછંદમાં છે.

આ 'લબ્ધિપ્રકાશ' નામના ગ્રંથનું ગુજરાતીમાં વિસ્તૃત વિવેચન સાથે ભાષાંતર થવું જોઇએ આવી મારી ભાવના હતી. અને અમારા વડીલ પૂ આ. દેવ શ્રીમદ્ **વિજય જયંતસૂરીશ્વરજી મ.ની** અનુપમશીલી છાયામાં તેનો નિર્ણય લેવાયો. અને તે પૂજ્યના આદેશથી વિદ્વાન, સરળ પ્રવચનકાર મારા શિષ્ય મુનિરાજશ્રી **રાજયશ વિજયજીએ** તેનું કામ શરૂ કર્યું. જેમ જેમ ભાષાંતર તૈયાર થતું ગયું તેમ તેમ જે પૂ ગુરુદેવેશના ખૂબ કૃપાપાત્ર પુત્રીવત્ શિષ્યાભાવને પામવાનું પુણ્ય પામી શકયા છે. તેવા સાધ્વી શ્રી **વાચંયમાશ્રીએ** (લબ્ધિશિશુ) તેના સમીકરણ સાથે પ્રતિલીપી કરવાનું કામ પૂ. પા આ. દેવ શ્રી **વિજય જયંત સૂરીશ્વરજી મ. ની** આજ્ઞાથી ઉપાડી લીધું અને અનંત ઉપકારી પૂ ગુરુદેવેશની ભકિતને આધીન બની પૂર્ણ કર્યું સા શ્રી **વાચંયમાશ્રી,** સારણા વારણાદિમા પ્રવીણ, અને અનેક યુવતીઓને કેળવી સુંદર આરાધના કરાવનાર સાધ્વીશ્રી શ્રી **સર્વોદયાશ્રીની** છત્રછાયામાં આરાધના કરે છે.

સાધ્વી શ્રી **વાચંયમાશ્રીએ** પણ સ્વ. પૂ ગુરૂદેવેશનું જીવન–આલેખન '**કમલ પરાગ**' નામની પુસ્તિકામાં કરેલ છે. તેમની લેખન શકિતનો પણ પૂ. ગુરુદેવેશના સાહિત્ય પ્રકાશન અંગે ઉપયોગમાં લેવાની પૂ આ દેવ શ્રી **વિજય જયંત સૂ. મ** ની ઇચ્છા છે. અને તેમને એક ડાયરીનું કામ સોંપાઇ પણ ગયું છે.

પૂ. પા. આ. દેવશ્રી **વિજય જયંત સૂ. મ.** પરમશ્રુતઅનુમોદક અને કલાપારખું છે. શ્રાવકોને સાધર્મિક ભકિતનું રહસ્ય સમજાવી તે કાર્ય સદા તેઓ કરાવ્યે જ જાય છે જે ગુપ્ત જ છે, છતા એ વ્યવસ્થિત અને વિચારપૂર્ણ છે.

ગ્રંથનું આલેખન તો પૂ. આ દેવશ્રી **વિજય જયંત સૂ. મ.ની** શીતલછાયામાં પૂર્ણ થઇ ચૂકયું હતું. પ્રેસ કોપી તૈયાર થઇ ગઇ હતી. પણ દક્ષિણના આ દેશમાં મુદ્રણ કયાં કરાવવું? એ પ્રશ્ન

હતો અને તેમાં જાણવા મળ્યું કે વિદ્વાન પંન્યાસપ્રવર શ્રી **કનકવિજયજી મ.** મુંબઇ પધારે છે. 'સોનામાં સુગંધ ભળી. **'લબ્ધિ પ્રકાશ'** ગ્રંથના કર્તા પૂ આચાર્યદેવેશ તરફનો તેમનો ભક્તિભાવ કેવો હતો. તે હું સારી રીતે જાણતો હતો મારા પૂજ્ય ગુરુદેવ પણ તેઓને વારંવાર યાદ કરતા હતા. એટલે મને ખાત્રી હતી કે તેઓ આ કામ માટે પ્રુફસંશોધનાદિ કરી આપવામા અનેરો આનંદ અનુભવશે અને તે જ પ્રમાણે તેમને તે કાર્યનો સ્વીકાર કર્યો

બીજી જવાબદારી તો પૂ ગુરુદેવેશના ગુણોના અત્યંત અનુરાગી **કસ્તુરચંદ** ઝવેરી પર હતી જ, તેમને પણ તે કાર્ય હમેશની જેમ શ્રુતભક્તિ અને ગુરુભક્તિથી કરેલ છે

**પં. શ્રી કનક વિજયજી મહારાજે** તે દ્વારા મારા પર તેમજ ગ્રંથના ગુજરાતી વિવેચક **'વિક્રમપ્રભા'**ના લેખક મુનિ **રાજયશવિજયજી** પર ઘણો ઉપકાર કરેલ છે.

શ્રી **કસ્તુરચંદ** ઝવેરી ધન્યવાદને પાત્ર છે અને હજી પણ તેમની શ્રુતભક્તિ અને ગુરૂભક્તિ વધે તેવા આશિષને પાત્ર બને છે.

વારવાર એક જ વાત કહેવાની છે કે જેઓશ્રીની શુભાશિષે અને વિમલભાવનાએ આ કામ પાર પડયું છે, તે અમારા નિશ્રાદાતા પૂ પા. આચાર્યદેવ પૂ **વિજય જયંત સૂરીશ્વરજી મ** દીર્ઘાયુ રહો અને સદાય તેમની શીતળછાયામાં શાસન કલ્પવૃક્ષના મીઠા મધુરાં ફળો અમે ચાખતાં રહીએ એજ શુભ ભાવના.

શ્રી કુંથુનાથ જૈનમંદિર
૬૨, મહાત્મા ગાંધી રોડ.
સીકંદ્રાબાદ (એ.પી.)
વિ. સં. ૨૦૨૭ જેઠ. સુ. એકાદશી
તા. ૪-૬-૭૧

આ. વિક્રમસૂરિઃ

# પ્રકાશકીય :

લબ્ધિસૂરીશ્વરજી સ્મારક સંસ્કાર કેન્દ્ર તરફથી પ્રગટ થતું આ ૭મું પુસ્તક છે. ધીમે ધીમે પણ નિયતગતિએ આ સંસ્થા સાહિત્ય આલમના ચરણે થોડી થોડી ભેટ ધરી આગળ વધી રહી છે, આગળના દરેક પ્રકાશનો કરતાં આ પ્રકાશન કેટલું અને કેવું વિલક્ષણ છે? એ વાંચક સારી રીતે સમજી શકે તેમ છે.

આવા સુંદર પ્રકાશનો પૂજ્ય ઉપકારીઓના પુણ્યમય પરિશ્રમ સિવાય પ્રકાશિત ન થઇ શકે માટે તેમના ચરણોમાં તો હમેશા વંદના કરવાની જ હોય. પણ અણગાર મહાત્માઓ પાસે 'ધન' ક્યાંથી?

તે માટે તો ઉદારદિલ સાહિત્પ્રેમી ગુરુભકતોની અપેક્ષા રહે જ! પણ તે માટેય પૂ. ગુરુજનોની શ્રુતભક્તિનો ઉપદેશ જોઇએ તેમને શ્રુતજ્ઞાનનું મહત્વ સમજાયું હોવું જોઇએ.

બિજાપુરનિવાસી સુશ્રાવક સંઘવી શેઠશ્રી ગણપતચંદ પદમચંદ-ભાઇએ આ પ્રશ્નોતરાત્મક પુસ્તિકાનું કામ થતું જોયું, અને તેમની શ્રુતભક્તિએ તેમને કંઇક કરવા ફરજ પાડી દીધી. તેઓએ વિના પૂછે, પૂ. પા. આચાર્યદેવ શ્રી વિક્રમસૂરીશ્વરજી મ. ને તેમાં લાભ આપવાની વિનંતિ કરી. અને તેમના સ્વ. પત્નિ ગજરાબેનના શ્રેયાર્થે ૧૦૦૦ રૂ. આપ્યા, આ સંસ્થા તે માટે તેમનો આભાર

માને છે. તે સિવાયની અનેક રકમો પણ પૂ. પા. આચાર્યદેવ શ્રી વિજય જયંતસૂરીશ્વરજી મ. ની પ્રેરણાથી પ્રાપ્ત થઇ. આ સંસ્થા તે બધા મહાનુભાવોની અનુમોદના કરે છે.

આ પ્રકાશનમાં સહાયક પુણ્યાત્માઓના-શુભનામો.

૨૦૦૦) રૂા. ઉદાર સુશ્રાવક મંગળચંદ ભૂરમલ
મદ્રાસવાળા તરફથી

૧૦૦૦) રૂા. સંઘવી ગણુપતચંદ પદમચદભાઇના ધર્મપત્ની ગજરાબેનના શ્રેયાર્થે (બીજાપુર).

૧૦૦૦) રૂા શ્રી હિંમતમલ ખુમાજીના માતુશ્રી નાથીબાઇની સત્પ્રેરણાથી (બેંગારપેઠ)

૧૦૦૦) રૂા. શ્રી રતીલાલ જીવરાજ શાહ (સિકંદ્રાબાદ)

—પ્રકાશક

# વિષયાનુક્રમ :

卐

શ્રુતભકતો અને જ્ઞાનપિપાસુઓ જેની
પ્રતીક્ષા કરી રહયા છે

તે

# શ્રી ભગવતીજી સૂત્રના વ્યાખ્યાનો

[ભાગ-૩, અંશ ૨

વ્યાખ્યાનકાર છે....

આ યુગના મહાન વાદીવિજેતા
સમર્થ વ્યાખ્યાનકાર

પૂ. પાદ આચાર્યદેવ શ્રીમદ્‌વિજય લબ્ધિસૂરીશ્વરજી મ.

ને સંગ્રહકાર છે.

સિદ્ધાંતનિષ્ઠ, ન્યાયતર્ક નિપુણ
પવન ઝડપે કલમ ચલાવનાર

પૂ. પાદ આચાર્ય દેવ શ્રીમદ્‌ વિજય વિક્રમસૂરીશ્વરજી મ.

卐



* ભગવતીજી સૂત્રના મંગલાચરણરૂપ નમસ્કાર મહામંત્રના
 માત્ર બીજાપદનું
 'નમોસિદ્ધાણં'નું જ
 ટીકાનુસારી વિવેચન છે.

* ૩૦૦થી પણ વધુ પાનાનો દળદાર આ ગ્રંથ થશે.

જેમાં....

★ આત્મસિદ્ધિ

★ કર્મ સિદ્ધિ

★ મોક્ષ સિદ્ધિની

 સચોટ દલીલો આપતા સ્વતંત્ર પ્રકરણો છે.

★ 'મોક્ષના સુખ' જેવા અત્યંત અલ્પ પ્રસિદ્ધ વિષયોનું રસપ્રદ વિવેચન છે.





* વૈરાગ્યપોષક, મોહશોષક, બોધતોષક,
અનેકાનેક દૃષ્ટાંતોથી ભરપૂર

★ યોગ્ય પરિશિષ્ટોથી સમલંકૃત

* મહાન ગ્રંથરત્ન પ્રકાશનના પથ પર ચઢી ગયેલ છે.
* આજેજ આ ગ્રંથરત્નની નકલ મેળવવા માટે જાગતા રહેજો !

પ્રકાશક : પૂ. આ. મ. શ્રી વિજય લબ્ધિ સૂરીશ્વર
સ્મારક સંસ્કૃતિ કેન્દ્ર

માનદ મંત્રી : શ્રી કસ્તુરચંદ બી. ઝવેરી
બિરલામેન્શન, પ્રાર્થના સમાજ,
મુંબઇ ૪. BR.



## શ્રી લબ્ધિ સૂરીશ્વરજી સ્મારક સંસ્કૃતિ કેન્દ્ર
## તરફથી પ્રગટ થએલા ખાસ પુસ્તકો

| | |
|---|---|
| "કમલ પરાગ" | લે. "લબ્ધિ શિશુ" |
| શ્રી ભગવતિ સુત્રના વ્યાખ્યાન (ગુજરાતી) | લે. મુ. શ્રી રાજયશ વિજય |
| શ્રી ભગવતિ સુત્રના વ્યાખ્યાન (હીંદી) | લે મુ. શ્રી રાજયશ વિજય |
| ધર્માધિકાર | લે. મુ શ્રી રાજયશ વિજય |
| જૈન ધર્મની રૂપરેખા | લે. મુ. શ્રી રાજયશ વિજય |

# લબ્ધિ પ્રકાશ:

को योगः ? चेतसो रोधः ,
कस्त्यागो ? गुणलीनता ।
को वंधः ? स्वजनस्नेहः ,
का मुक्तिः ? रागवर्जनम् ॥१॥

## પ્રકરણ : ૧ :

[१]

को योगः ?

चेतसो रोधः ?

## યોગ કોણ કહેવાય ?

## મનની દુષ્ટ વૃત્તિનો રોધ!

પ્રચાર ઘણી વખત નિઃસારતા તરફ લઈ જનારો હોય છે. પ્રચાર વધતાં મૌલિક સારતાનો નાશ થતો જોવામાં આવે છે.

એક વખતનું આત્મસંશોધન આજે છાપા, રેડિયો, ટેલીવિઝન દ્વારા પ્રચાર પામ્યું.

પણ....

તે બધો પ્રચાર ચૈતન્ય વિનાના દેહ જેવો છે.

'યોગ' શબ્દની જાણકારી આજે ભારતમાં નહીં પણ દેશ–વિદેશમાં થવા માંડી છે.

પણ....

'યોગ' શબ્દનો સાચો અર્થ કે ભાવ જાણનારાઓ ખૂબ જૂજ જ જોવામાં આવે છે.

### 'યોગ એટલે જોડાણ'

આ સીધા ને સાદા અર્થને યોગદર્શનકાર પાતંજલિના જમાનાથી અત્યાર સુધી બહુ ઓછા સમજી શકયા છે.

શું પદ્માસન કરીને એક પગની જોડે બીજા પગને જોડી દેવા તે જોડાણ ?

કે સામે મૂકેલી આકૃતિપર દૃષ્ટિને એકીટશે ટેકવી રાખવી તે જોડાણ ?

ના....ના....ના....આ બધા યોગ નથી.

પણ....

સૂક્ષ્મ રીતે તપાસતાં મનનાં રોગ જ છે.

**આત્માની સુષુપ્ત આવરિત શક્તિઓ સાથે સંધાણ–જોડાણ થવું તેનું નામ યોગ.**

કોઈ મહર્ષિએ જણાવ્યું છે કે,

"मोक्षेण योजनात् योगः"

આ જોડાણ એ જ વાસ્તવિક યોગ છે.

આત્માને સૌથી બધુ પ્રભાવિત કરી શકે તેમ હોય તો મન છે.

આ કારણથી જ કેટલાક મન અને આત્માનો ભેદ પણ સમજી સકતા નથી.

**તન–વચન અને મન એ સૌમાં વ્યાપ્ત હોવા છતાં પણ તેનો નિયંતા થઈને જે દૂર રહે છે તે આત્મા છે.**

આત્માને જોડયા વિના, તન–વચન કે મનને જોડવાની વાતો મિથ્યા છે.

જયાં આત્મા લાગી જાય છે, ત્યાં મન પણ નિષ્કારણ ખેંચાતું જણાય છે.

યાદ ન કરવાં છતાંય તે જ વાતો વારંવાર મુખમાં નીકળવા માંડે છે. તન–મન ભાન ભૂલીને એકાત્મતા અનુભવે છે.

ભારતીય વીતરાગ અને સર્વજ્ઞ મહર્ષિઓએ ડાળનો નાશ કરવા માટે હંમેશા મૂળનો નાશ કરવાનો માર્ગ દર્શાવ્યો છે.

તેથી યોગી કહેવાતી સજાગ વ્યક્તિને આત્માભિમુખ બનવું જ અનિવાર્ય છે.

વધુ રમણીય શબ્દોમાં રજૂઆત કરવી હોય તો કહેવું પડશે કે **'ખુદનું ખુદમાં મિલન તેનું નામ યોગ.'**

પણ....

બુદ્ધિમાનનું મગજયંત્ર પૂછવા ચાહે છે. કે; 'ખુદને તો ખુદની સાથે જોડવાનું કેવી રીતે હોય ?'
મિલન તો બેનું હોય ?

એક એટલે તો વિરહ ?
ઉભય વિના મિલન કેવી રીતે હોય ?

આ જ અપૂર્વતાને પહોંચવા માટે જવાબ અપાયો છે.

**યોગ-મિલન**
**મિલન માનસિક વૃત્તિઓનો વિરહ**

મિલનના પ્રશ્નના ઉત્તરમાં વિરહનો જવાબ મળે, એટલે તો ઓર મુશ્કેલી ઉભી થાય.

પણ....

એક સનાતન સત્યનો ખ્યાલ કરજો !

**વિરહ વિના મિલન હોય નહીં**
**હોઈ શકે તોય, પરિચય જ હોય**
**પરિચયની ગાઢતા વિરહ જન્માવે,**
**વિરહની વેદના મિલનનો રંગ જમાવે.**

યોગનો પ્રશ્ન સાચો ત્યારે પૂછાયો કહેવાય કે. 'આત્માને આત્મમિલનની પિપાસા જાગૃત થઈ હોય !'

પણ....

આત્મમિલનની પિપાસા જાગૃત થતાં એક વિરોધનો વંટોળ ફેલાવા માંડે છે.

જેમ અણમાનીતી ચીજને મળવા જવાની ઇચ્છા થતાં પહેલાં મનની અનુજ્ઞા જોઈએ.

અનુજ્ઞા ન મળે તો આખરે વિરોધ કરવો પડે અને બળવો પણ પોકારવો પડે !

## આત્મા

'મારા' અને 'તારા' ની
ઇષ્ટ અને અનિષ્ટની
સુંદર અને બેડોળની,
વ્હાલા ને અળખામણાની,
પ્રિય ને અપ્રિયની,
મનોહર ને અમનોહરની ચૂંગાલમાં ફસાયો છે.

તારો આત્મા,
ખરેખર દેહ,
સ્વજન,
વાસના
અને
વિષયમાં યુક્ત જ છે.

વાસનાના અદૃષ્ટપાશથી વિશ્વભરના પદાર્થો સાથે જકડાયો છે.

આશાના અમિત તાંતણે ભવિષ્યની જાળમાં ફસાયો છે.

પદાર્થથી પેદા થતી ઇષ્ટ અને અનિષ્ટની કલ્પનાઓમાં સદાય મળેલો છે, ચુકત છે.

સમસ્ત વિશ્વની સાથે ચિત્તવૃત્તિથી સંકળાયેલ છે. આ તેનો સાર્વત્રિક 'યોગ' છે,

તેથી જ જવાબમાં પૂછયું છે કે 'મનની અન્દર આટલા પદાર્થોને શાને એકત્રિત કરી દીધા છે ?'

**આત્માનું આત્મા સાથે મિલન કરવું હોય તો મલિન ચિતવૃત્તિના પડદાને ચીરી નાંખ !**

જ્યાં સુધી મલિન ચિત્તવૃત્તિની વાસનાનો પડદો. વચ્ચે છે, ત્યાં સુધી મિલન સેંકડો કોશ દૂર છે.

એક વખત મલિન ચિત્તવૃત્તિને તરછોડી નાંખ !

પડદો ઉઠાડીને એક ક્ષણુ આત્મામાં ડોકીયું કર !

પછી........

યોગ–મિલન–જોડાણુ સ્વયં થઇ જશે.

ખ્યાલમાં રાખજો.

મનમાં વિચારો અને વિકલ્પો અવિરત ગતિથી ચાલ્યા જ કરે છે.

**વિચારોની–વિકલ્પોની એક ખાસિયત છે, કે તે ચોંટી ગયા વગર રહેતાં નથી. ગમે ત્યાં ચોંટી જવું.**

એક રૂપ થઈ જવું એ તેઓનો સ્વભાવ છે.

માટે

એક વખત જે મલિન ચિત્તવૃત્તિને વળગ્યા છો, તેને દૂર હડસેલી દો !

તમારૂં મન સ્વયં પરમ આત્મત-ત્વમાં વિરામ પામશે-મગ્ન થઈ જશે.

સાચો 'યોગ' સ્વયં સિદ્ધ થઈ જશે.

મન તો સ્ફટિક છે !

વાસનારૂપી વસ્તુમાં મૂકશો તો વાસનામય બની જશે !

અને

પરમાત્મતત્ત્વમાં મૂકશો તો પરમાત્મમય બની જશે !

પણ....

વાસનાનો એક કણિયો જ્યાં સુધી લાગેલો રહેશે, ત્યાં સુધી પરમાત્મ ત-ત્વ સંપૂર્ણ રીતે કદી નહીં પ્રકાશે. અને ત્યાં સુધી 'યોગ' સંપૂર્ણ નહીંજ પાંગરે !

ભગવાનની ભક્તિમાં મન નથી લાગતું એ ફરિયાદ છે.

પણ....

તે વખતે મન શામાં લાગે છે તેની તપાસ કરી ?

નવકારવાળી ગણતાં ચિત્તસ્થિર નથી રહેતું, એ વાત તદ્દન ખોટી છે !

નવકારવાળીના પ્રત્યેક મણકાઓ સાધકનાં મનને એકમેક કરવા લાલાયિત હોય છે. પણ....તે બિચારૂં ક્યાંય

પુત્ર,

મિત્ર,

વિત્ત,

કલત્રમાં

લાગ્યું હોય છે!

એક વખત તેમાંથી કાઢી નાંખો,

તો પરમેષ્ઠીમાં લાગ્યા વિના રહે નહીં!

ભૂખ રોટલીથી ભાંગે!

આનંદ પુત્ર અને સ્ત્રીથી મળે!

મહત્તા ધન અને કીર્તિથી મળે!

આ માન્યતા હોય ત્યાં સુધી મન ત્યાંથી છૂટે નહીં,

પણ....

જરાક માન્યતા બદલો!

**ભૂખ સહનશીલતાથી ભાંગે!**

**આનંદ પ્રાણીમાત્રનાં સુખની અભિલાષાથી મળે!**
**મહત્તા દાન અને ભક્તિથી મળે!**

આ સંકલ્પ દઢ થાય એટલે 'યોગ' સ્વાભાવિક બને!

એક જ વાત અંતે કહેવાની છે.

તોડતાં શીખો તો જોડતાં આવડશે !

નાસતાં શીખશો તો બેસવાનું સ્થાન મળશે !

ભૌતિક વાસનાને કાઢશો તો આત્મિક આનંદ પેદા થશે !

માટે જ 'યોગ' એ માત્ર જોડાણ નથી પણ તોડાણ છે. વાસનાનું તોડાણ થશે, એટલે ચૈતન્યનું જોડાણ આપમેળે થઈ જશે.

(૨)

कस्त्यागः ?

गुणलीनता ।

ત્યાગ કોને કહેવાય ?

ગુણલીનતાને ! ! !

ત્યાગનું નામ આવતાં તપોવનનો, દુર્બલદેહનો, હંમેશના જર્જરિત વસ્ત્રનો, ફૂટી-તૂટી કુટિરનો ખ્યાલ મગજ પર પ્રભુત્વ જમાવી દે છે.

પણ....

ત્યાગ એટલી સ્થૂલ પ્રક્રિયા નથી !

ભૂખનાં દર્દને સહન કરવા માત્રથી સાધુતા પેદા થઈ જતી હોત તો માનવ કરતાં પશુઓનો ત્યાગ ઘણો ઊંચો હોત.

ફાટયા તૂટયા વસ્ત્રોથી ત્યાગ આવી જતો હોત તો રસ્તા પરના ભિખારીઓ જ સાચા ત્યાગી કહેવાત !

ઘર છોડીને જંગલમાં વિહરણ કરવાથી ત્યાગ આવી જતો હોત તો વનના મૃગલા જેવું બીજું ત્યાગી કોણ હોત ?

દુર્બલદેહ માત્રથી ત્યાગ થઈ જતો હોત તો જગતમાં ભૂખમરા જેવું અનન્ય ત્યાગ સત્ર બીજું કોઈ ન હોત.

પણ........

આ ત્યાગ નથી.

કદાચ કંઇ હોય તો પણ ત્યાગરૂપી સૂર્યની એ અરૂણિમાથી પણ દૂર દૂરની એક પ્રભા છે. તેમાં ત્યાગ હોવો સંભવિત છે, પણ તે સંપૂર્ણ કે સાંગોપાંગ ત્યાગ નથી.

ત્યારે ત્યાગ શું છે?
"ગુણલીનતા"

દેહનું તપવડે શોષણ કરવું,
હાથથી કેશનું લુંચન કરી નાંખવું,
અનિમિષનયને અને સ્થિરકાયાએ એક સ્થાન
પર બેસી રહેવું,
શરીરને ચકલાના માળાનું સ્થાન બનાવી દેવું,
માત્ર આ બધો જ ત્યાગ નથી.

બાહુબલી પ્રવ્રજિત થયા, રાજ્ય છોડી જંગલમાં ગયા.

યુદ્ધના મેદાનમાં ભાઇને મારવા માટે ઉગામેલી મુઠ્ઠીથી કઠોર રીતે પોતાના જ લાંબા કાળા કેશ ઉખાડી નાંખ્યા.

પણ........

એક જ વિચાર આવ્યો કે 'નાના-લઘુબંધુઓ પ્રવ્રજિત થઈ ચૂકયા છે. તેમને વંદન કેવી રીતે થાય ?'

આ એક વિચારે ત્રીજો રસ્તો દેખાડયો !

ધ્યાન ધરૂં કેવળજ્ઞાન આવીને ઊભું રહેશે !
વંદ્ય અને વંદકના ભેદ ચાલ્યા જશે !
વંદન કરવાનું કોઇને રહેશે નહીં !

કાયાને વૃક્ષના કરતાં પણ નિશ્ચલ બનાવી દીધી !

થડ ઊભું છે કે ચેતનામય શરીર છે કોઇ પારખી ન શકયું !

ત્યાગના ઘણાં ઘણાં અંગો આવ્યાં.

પણ........

ત્યાગ ના આવ્યો તે ન જ આવ્યો !

આખરે બેનના બોલે ભાઈનું દિલ અને દિમાગ કંપી ઊઠયુ !

'વીર ! મોરા ગજ થકી હેઠા ઉતરો !'

અભિમાનનો ગજ નીચે ઉતરવા દેતો નહોતો !

કેવળજ્ઞાન એક ડગલું જ દૂર ઊભું હતું, તે કહેતું હતું 'વ્હાલા બાહુબલી !

એક ડગલું,
એક પગલું આગળ આવ !
નજીક આવ !
જલ્દી આવ !
હું તને મળવા આતુર છું !
ચાલ ! ચાલ ! ચાલ ! ! !
આપણે બંને મળી જઇએ ! ! !'

બાહુબલીએ જોયું કે 'ત્યાગ' ગુણની સાથે એકાકાર થવામાં છે. !

ગુણમાં લીન થવામાં છે !

ગુણની સાથે એકીકરણ કરવું હશે તો 'ગુણી'ને વંદન કરવું પડશે !'

ગુણીને વંદન કરવું પડશે તેનો રંજ ન હોય, ત્યારે જ ત્યાગ આવે.

**જયાં સુધી ગુણ કે ગુણી માટે અમાપ પ્રેમ ન જાગે, ત્યાં સુધી ત્યાગ આવે કયાંથી ?**
**ગુણનો પ્રેમ એજ સાચો ત્યાગ !**

બાહુબલીજી બીજી જ ક્ષણે ત્યાગના ચરણમાં ઝૂકવા ચાલ્યા !

કહો કે,

ડગલું દૂર ઊભું રહેલું કેવળ જ્ઞાન એક વર્ષ રાહ જોઇને એટલું થાકી ગયું હતું કે એક બીજું ડગલું મૂકતાં પહેલાં આત્મના પ્રદેશે પ્રદેશમાં જઇને એકમેક થઈ ગયું !

**ગુણીના શરણની અનન્યપિપાસા એજ ત્યાગ ! કેવલ માસક્ષપણના નહીં, પણ નવકારશી જેટલા પણ તપની શુદ્ધ અનુમોદના, અનન્ય ઉપાસના એજ ત્યાગ !**

લીનતા રાગનું પરમ પ્રગટરૂપ છે !

**ગુણલીનતા એટલે અવિહડ ગુણાનુરાગ !**

આવો ગુણાનુરાગી કદીય ત્યાગી ન હોય તેવું બને નહી..

**ગુણાનુરાગી જ સાચો ત્યાગી બની શકે છે !**

'રાગ' વિના લીનતા ન હોય અને લીનતા વિના એકાત્મતા ન થાય.

કેવળજ્ઞાનને ઝંખતો 'ગુણનો' અનન્યરાગી હોવો જોઇએ.

કેવળજ્ઞાનનો અનન્ય રાગ પ્રગટે એટલે આત્મપ્રદેશમાં આવરિત થયેલું કેવળજ્ઞાન જાગૃત થયાવિના રહે નહીં. અજ્ઞાનનો અંધકાર દૂર ન જાય તેમ કદી બને જ નહીં !

**"गुणी च गुणरागी च सरलो विरलो जनः"**

તપસ્વી, સહનશીલ, હસતે મુખે કેશ ઉખાડનાર મળશે.

પણ....

ગુણરાગી મળવો મુશ્કેલ છે.
જે આત્મામાં ગુણની વાત સાંભળતા,
ગુણની ગંધ પણ આવી જતાં,
અંગે અંગમાં એક અચિંત્ય
ઝણઝણાટી પેદા થાય છે, તેનામાં ગુણરાગ,
ગુણલીનતા,
ગુણીઓની ઉપાસના માટે
અનન્ય લીનતા પેદા થાય છે.

એક ઉલ્કાપાતનો ધડાકો જેમ હૃદયને હચમચાવી દે છે, તેમ ગુણાનુરાગીને દોષની વાત આવતાં ગહમથલ થઇ જાય છે.

દોષની સામે નજર કરતાં પહેલાં તેની આંખોના પોપચાં બળાત્કારે પણ મીંચાઈ જાય.

**ગુણાનુરાગી માટે દોષિત વ્યક્તિઓ દુનિયામાં શોધી પણ જડે તેમ નથી હોતી.**

**ગુણલીનને પૂછવામાં આવે કે દુનિયામાં કોનું અસ્તિત્વ નથી ?**

**'દૂષિત-વ્યક્તિઓનું'.**

આ જ તેનો જવાબ છે.

કોઈનામાંથી કોઈને કોઈ ગુણ ન મળે તો ગુણાનુરાગીમાં ગુણલીનતા આવી શકે નહી.

મુગ્ધહૃદય પછાડ નાંખી નાંખીને એક પ્રશ્ન પૂછી ઊઠે છે કે, 'શું દોષીઓમાંથી પણ ગુણો શોધવા ?'

અવશ્ય ! અવશ્ય ! અવશ્ય !

દોષમાંથી ગુણો શોધવા એ બોલતાં પહેલાં જ 'કોઈ પણ વ્યક્તિને દોષિત જાહેર કરવી પડે છે.'

કઈ પરીક્ષાથી દોષિત છે. ?

કઇ દૃષ્ટિથી દોષિત છે ?

કયા જ્ઞાનબલે દોષિત કરવા ચાહે છે ?

હજારો ગુણીઓ અને ગુણો હોવા છતાં પણ દોષની ગંધ આવે તો કહેવું જ પડશે કે પોતે જ દોષના ટટ્ટીખાનામાં અવશ્ય બિરાજમાન છે.

ટટ્ટીખાના વિના વિષ્ટાની ગંધ આવે પણ કયાંથી ?

ગુણાનુરાગી–ગુણમાં લીન થવા ઇચ્છનાર ત્યાં ઊભો પણ ન રહે !

એ તો એમ જ કહે કે :—

'મારો પ્રેમ છે ગુણ જોડે !
ગુણી આત્માઓ જોડે !

કેવલજ્ઞાન સાથે,
વીતરાગતા સાથે,
સંયમ સાથે,
સંયમીઓ સાથે,
આરાધના સાથે,
આરાધકોની સાથે,
તેમના ગુણો એટલા ભવ્ય છે,
તે ગુણીઓ સંખ્યાતીત છે.

કે જો
'હું' એક ક્ષણ
એક વાર,
દોષ કે
દોષિતનું નામ લઉં,
જીવનની એક અમૂલ્ય ક્ષણ ગૂમાઇ જાય !
જેમાં ગુણ કે ગુણીની ઉપાસના દૂર થઇ ગઈ હોય.'
આવો અવિહડ ગુણાનુરાગ,
લગ્નની ચોરીમાં,
આરીસા ભવનમાં,
કે
સાધુના થૂંકથી મલિન
બનેલી રોટલી આરોગતાં ગમે ત્યાં કેવળજ્ઞાનને આવવાની ફરજ પાડે છે.

'તપ'ના આચરણનેજ ત્યાગ સમજી બેસશો તો થોડો તપ આદર્યા પછી અટકી જવું પડશે !

'મેં કર્યું તેવું કોણે કર્યું હશે?' એવો 'અહં' પ્રગટે, અને થોડાથી તૃપ્તિ પ્રાપ્ત થતાં ગુણોના બદલે દોષના જાળાં આત્માને ધૂંધળો બનાવી નાંખે !

પણ....
તપનો અવિહડ પ્રેમ,
ભોજનની સાથે નહીં
પણ....
ભોજન કરવાની વૃત્તિમાત્ર સાથે વિરોધ કરે !

નાના કે મોટા,
ગાંડા કે ડાહ્યા,
સઘળા ય તપસ્વી માટે અનુપમ પ્રેમ પ્રગટાવે !
આહારસંજ્ઞા તિરસ્કૃત થાય !
અણાહારદશા વણબોલાવી, ઘરની સાંકળ ખખડાવે ! ! !

**ગુણલીનતા એટલે દોષનો સંપૂર્ણ ત્યાગ !**

ત્યાગ ન થાય તો પણ ત્યાગની લાલસા
અને
દોષનો તિરસ્કાર !

ગુણલીનતા એટલે ગુણીઓનું અનુપમ બહુમાન !

ગુણલીનતા એટલે ગુણવિહીન–ગુણવિરોધી દોષીઓ માટે અંતકરણની અત્યંત કરૂણા ! ! !

માટે જ

ત્યાગની વ્યાખ્યા 'ગુણલીનતા'થી ભવ્યાતિભવ્ય કોઇ હોઇ શકે જ નહિ ! ! !

[૩]

को बन्धः ?
स्वजनस्नेहः ।

બંધ
કોને
કહેવાય ?
સ્વજનના સ્નેહને !

બંધ એટલે તંગ દશા.
એટલે એક અસહ્ય તનાવની દશા !

બંધ શબ્દ સાંભળતાં જ કંઈક ગૂંગળામણની, કંઇક પરાધીનતાની દશાનો ખ્યાલ આવે છે.

બંધ શબ્દ આવતાં કોઈ વધુ બળવત્તર સત્તા આંખની સામે નૃત્ય કરવા માંડે છે !

દુઃખની એક ઘેરી લાગણી ઉપસી આવે છે !

વધુ નહી, તો 'બંધ' શબ્દ અણગમો કે દુઃખનો પર્યાયવિશેષ તો માની જ લઇએ છીએ.

અહીં પણ જરાક ચોંકવું પડે તેવું છે.

ચોરના હાથમાં બેડીનો બંધ આવે છે, ત્યારે કાયા વિવશ બની જાય છે.

પોપટને જોતાંજ સ્વતંત્રતાને છીનવી લે તેવા પાંજરાંના બંધનો ખ્યાલ આવે છે.

પણ....

સૂરીશ્વરજી અહીં એક મૌલિક વેધ કરવા તત્પર થયાં છે. બંધન તો છે–

એક માત્ર સ્વજનસ્નેહ.

બંધની કલ્પના દુઃખનો ચિતાર લાગે છે !

અને

સ્નેહ શબ્દ બોલતાં એક મધુર મૉજ યાદ આવી જાય છે.

પ્રશ્નના જવાબનો તાગ પામવો મુશ્કેલ લાગે છે.

પણ....

'ભલા માનવ !

મૂઢતાનો ત્યાગ કર !

અનુભવને જરાક વળાંક આપ !

કંઇક આછું પણ પૃથક્કરણ કર !'

જેલમાં રહેલો કેદી બે વખત નિરાંતે ભોજન મેળવવાના આનંદમાં આવી સૂઈ જાય છે.

જ્યારે મહેલમાં રહેલો પ્રેમી પ્રેયસીની યાદમાં આંસુની સરિતા વહાવી રહ્યો છે.

જેલના સળિયા કરતાં સ્વજનની યાદ વધુ ક્રૂર લાગે છે.

જેલરની દયા થાય તો કદાચ બે મિનિટ પણ છૂટકારો મળે.

પણ....

ખુદ જ જેલમાં ફસાયેલો કોને તોડવા બોલાવે ?

પ્રિયવર્ગની એક યાદ માનવ જેવા માનવને પણ પશુ કરતાં વધુ નિરાધાર રીતે આંસુ પડાવે છે. એ કોનો પ્રભાવ છે? **સ્વજનના સ્નેહનો !**

સ્વજનના સ્નેહરૂપ બંધ પાંસળીઓથી પેદા થયો હોય તેમ લાગે છે.

નહીં તો પાંસળી ઊંચી કરી કરીને રૂદન આ બંધમાં માનવ કેમ કરે ?

સ્નેહબંધના તાંતણાઓ મનોહર કલ્પનાથી મુલાયમ હોય છે !

એની ઘેરો કુમાશ માનવીને ભ્રમમાં મૂકી દે છે.

જ્યાં સુધી હૃદયની ચારે બાજુ આ તાંતણાઓ વીંટળાઇ જાય છે; ત્યાં સુધી તેને ખ્યાલ પણ આવતો નથી

કે 'આ બંધ થઈ ગયો.'

આજ તંતુઓ એક દિવસ હૃદયની અનેકાનેક વિરહની વેદનામાં પરિણમે છે.

ને

સંતાપના અગ્નિને જાજવલ્યમાન રીતે સળગાવે છે.

એ મુલાયમ તાંતણા કેન્સરના જીવાણુ કરતાં પણ વધુ ઝડપે હૃદયને કોરી ખાય છે

દોરડાથી પેટ બાંધતાં દુઃખ થાય છે.

અને

ઉકેલી કાઢતાં એક પ્રકારના છૂટકારાનો આનંદ થાય છે.

પણ....

સ્નેહતંતુ બાંધતાં મૂઢ પ્રાણી આનંદ અનુભવે છે.

શું

તેમાંય ક્યાંએ ભય અને અવિશ્વાસના દુઃખો નથી હોતાં ? હોવા છતાં લાગતા નથી, જણાતા નથી.

પણ તે તાંતણાનો અંતિમ અંજામ જોવાની એની પાસે ક્યાં શક્તિ છે ?

એજ તાંતણાઓ એક દિવસ તેના હૃદયમાં એક આતશ પ્રગટાવે છે.

મુખપર શ્યામવર્ણી કાળી છાયા એજ ફેલાવે છે.

અને...સાતેય ધાતુને આજ સ્નેહબંધ નીચોવે છે !

નિશ્ચેતન લક્ષ્મણનું શબ લઈને રામને છ મહિના ગામે ગામે કોણે ભટકાવ્યા ?

મનથી પણ પવિત્ર પવનપ્રિયા અંજનાના મુખપર બાવીશ બાવીશ વર્ષ સુધી આંસુની ધાર કયા બંધને નીતરાવી?

એક હજાર વર્ષના લાંબા કાળસુધી મરૂદેવી માતાના નયનો કોણે ભીનાં રાખ્યાં ?

માતા – પિતા,
પુત્ર – પુત્રી,
પતિ – પત્ની,

સ્વજન સ્નેહી,
બધા જ બધનો ! આ બંધનોની પાસે,
જગતના શહેરીઓ અને ગામડીઆઓ,
ચિંતકો અને મૂર્ખાઓ બધા જ નબળા પડે છે.

એક વિચારકે કહ્યું છે કે 'મિત્ર અને દુશ્મનનો તફાવત નજીવો છે.

**દુશ્મન પ્રથમ દુઃખ આપીને સુખ આપે છે.**
**મિત્ર પ્રથમ સુખ આપીને પછી દુઃખ આપે છે.'**

દુશ્મનનાં દુઃખો જલ્દી ભૂલાય છે.

મિત્રનાં દુઃખો, સ્વજનનોનાં દુઃખો ક્ષણે ક્ષણે મનને ડંખ દીધા કરે છે.

બંધની આ ભયંકરતા જોયા પછી, વિચાર્યા પછી કોણ સહૃદયી એવો હશે કે જે સ્વજન સ્નેહથી પણ વધુ કોઈ બંધ હશે તેમ કહી શકે ?

**જયાં 'મારૂં' માનવાની કલ્પના થઈ ત્યાં દુઃખ લેવાની તૈયારી રાખવી જ ઘટે!**

## રાખવી જ પડે ! ! !

[ ૪ ]

का मुक्ति : ?

रागवर्जनम् ।

મુક્તિ કયી ?

જે રાગનું વર્જન

પર શાસનનો નાશ અને સ્વશાસનનો ઉદય તેનું નામ મુક્તિ. 'બંધનના' રૂપમાં આવેલી પરસત્તાના ટુકડે ટુકડા કરી 'સ્વ' ને 'સ્વ' માં મૂકી દેવો તેનું નામ છે. મુક્તિ' પણ આવી મુક્તિની પ્રાપ્તિ માટે બે મુખ્ય શરત છે.

સ્વનું જ્ઞાન,

સ્વ શક્તિનું તાન,

પરનું જ્ઞાન,

પરનાં સામર્થ્યનું ભાન,

જ્યાં સુધી સ્વનું જ્ઞાન ન થાય અને સ્વશક્તિનું તાન પ્રગટે નહીં ત્યાં સુધી પરને ફગાવી દઈને મુક્તિ મલે નહીં

ભૌતિક વિકસના જમાનામાં 'પર'નું–જડનું જ્ઞાન ખૂબ ફાલ્યું ફૂલ્યું છે. ભૌતિક આવિષ્કારોએ સ્વને–આત્માને આંજી નાંખ્યો છે. અને આજે આત્મશક્તિને વામન સિદ્ધ કરવાના નિરર્થક પ્રયાસો ખેડાઈ રહ્યા છે,

ભૌતિક વિજ્ઞાનના એક નાનાશા પરમાણુના વિભાજનથી અનંત શક્તિનો સ્વામી આત્મા મુગ્ધ બની ગયો છે. રોકેટનું ઉડ્ડયન નિહાળીને પોતા પરનો વિશ્વાસ તેણે ગુમાવી દીધો છે.

વણથંભ્યા ભૌતિક આવિષ્કારો જેમ જેમ વધશે તેમ

તેમ જડયંત્ર એટલે કે પરસત્તા, ચેતનયંત્ર એટલે કે આત્મસત્તા પર તે વધુને વધુ પ્રભુત્વ જમાવશે.

આવા ભૌતિક વિકાસના પરિણામે માનવીની મુકિતની પરિભાષા પણ બદલાઇ ગઇ છે.

'મોટર' શોધીને માનવે વિહરણની સ્વચ્છંદતાનો કહેવાતો આનંદ અનુભવ્યો.

'વીજળી'નો દિવો શોધીને અંધકારમાંથી મુકત માનવાનો ભ્રમ સેવ્યો.

પ્રત્યેક દિશામાં યંત્રોને કાર્ય કરતાં કરી દઈ તે પ્રકૃતિમાં સ્વતંત્રતાનો ગર્વ ગાંઠો કરવા લાગ્યો. પણ બહારનું શોધતાં તે અંદરનું ભૂલી ગયો, તેનો કદિ તેણે વિચાર જ ન કર્યો ?

સારાય વિશ્વનો દૃષ્ટા અને સૃષ્ટા પોતેજ છે, તેનો ખ્યાલ તેણે કદી ન કર્યો !

અણુનું વિભાજન કરીને સર્જન કે સંહાર લીલા ઉત્પન્ન કરી શકનાર માનવે એ પણ ન વિચાર્યું કે, 'જે સૂક્ષ્મ વિચારના બળે તેં અણુનું વિભાજન કરવાની શકિત પેદા કરી છે, તે મનમાં શું કશીય તાકાત નથી ? કોમ્પ્યુટર (Computer) જેવા મહાન યંત્રની શોધ પણ એક આત્મામાંથી પેદા થયેલા વિચારની જ પેદાશ છે, તો વિચારશકિતથી પણ પર એવા આત્મામાં શું કોઈ પ્રચંડ તાકાત નહીં હોય ?'

જડપદાર્થોમાં રહેલા પણ તારા ચૈતન્યશકિતના પ્રવાહો પણ જો અવનવું પેદા કરવા શકિતમાન છે, તો સ્વતંત્ર ચૈતન્ય પ્રવાહ શું સાવ નમાલો છે ?

કદી નહીં. વિજ્ઞાન ગમે તેટલું વધશે પણ તેના ચમત્કારો તો માત્ર અપંગ જડશકિતના હાથમાં સર્વસ્વ રૂપે રહેલી ચૈતન્ય શકિતના જ પરિણામો હશે. અને તેથીજ જડસત્તા ચૈતન્ય શકિતને કદી ઓળંગી નહીં શકે !

પણ ચેતનની આવી મૌલિક શકિત હોવા છતાં કેમ નથી અનુભવાતી ? કયા બંધને આ શકિતને બાંધી લીધી છે ? આ શકિતની મુકિત કયારે ? એજ પ્રશ્ન અહીં પૂછવામાં આવ્યો છે.

## મુકિત કઈ ?

જવાબ પણ અનુપમ છે.

યંત્ર તંત્ર કે મંત્ર કોઈની પણ તાકાતથી પેદા થયેલી શકિત એ મુકિત નથી.

'મુકિત' તો સ્વભાવ છે.

પણ આવરણમાં ફસાયેલી આ શકિતને મુકત બનાવવા માટે જરૂર છે, પરભાવના પરાભવની.

તુચ્છાતિતુચ્છ એવી જડ શકિતનો નાશ એજ મુકિત છે.

આ તુચ્છ શકિત એટલે જ રાગ મોહ કે મમત્વ.

જે ક્ષણે આ શકિતનું વિસર્જન થશે, તેજ ક્ષણે સ્વશકિત સર્જાઈ જશે.

મુકિત સિધ્ધ થઇ જશે !

માટે જ સૂરિદેવે જવાબમાં જણાવ્યું છે કે, 'રાગનું

વર્જન એજ મુક્તિ છે.'

રાગ એટલે જ મોહ, મમત્વ, અહંકાર, ઈર્ષ્યા, દ્વેષ, અજ્ઞાન આદિ અનેકાનેક રૂપે અભિવ્યક્ત થતી જડ સત્તા.

પ્રાણી માત્ર પર આ જડ સત્તાનું આક્રમણ પ્રતિક્ષણે થયા જ કરે છે.

પણ માનવી તેને 'પર' તરીકે પણ ભાગ્યે જ ઓળખી શકે છે.

કારણ તે પોતે જ છે.

આ દેખાતા વિશ્વથી પર બીજો કોઈ દેખનાર છે.

'આ સંભળાતા વિશ્વથી પર બીજો કોઈ સાંભળનાર છે.

સકલ સૃષ્ટિનું સર્જન કરનારથી પણ કોઇ સર્જક જુદો છે.'

—આ ખ્યાલ તેને નથી અને તેથી જ તે જડશક્તિથી ડરી ગયો છે.

એક સિંહણ બચ્ચાને જન્મ આપીને તરત જ મૃત્યુ પામી. ભાગ્યયોગે ત્યાં એક બકરી આવી. તેણે પણ ત્યાં પ્રસૂતિ કરી, અને બકરી પણ દયાથી સિંહણના બચ્ચાને પાળવા માંડી. બીજા બચ્ચાના ઝુંડમાં સિંહણનું બચ્ચું પણ બકરીનું જ, બચ્ચું બની ગયું. પોતાનામાં રહેલી શક્તિનો તેને કદી ખ્યાલ આવ્યો જ નહીં. તેનો અવાજ પણ બકરીના જેવો મંદ નીકળવા માંડયો, જરા અવાજ પેદા થાય પહેલાં જ તે બચ્ચું પણ પલાયન થતાં શીખી ગયું. પણ એક દિવસ તે એકલું ફરવા ગયું. મોટા બોકડાઓ સાથે લડી લેવાનો પ્રસંગ આવ્યો. અને તેજ ક્ષણે તેણે પોતાની સર્વશક્તિ લગાવી ને અવાજ કર્યો. આશ્ચર્યની સાથે બેં બેં આવાજ ન નીકળતા,

મહાન ત્રાડ નીકળી અને મોટા મોટા બકરાઓ પણ પલાયન થઇ ગયા. તેજ ક્ષણે તેને પોતાની મહત્તાનું ભાન થયું. અને સારા ય જંગલમાં વનરાજ બનીને તે વિહરવા લાગ્યું.

જો માનવી પણ એક વખત પોતાની સર્વ શક્તિથી ત્રાડ નાંખે તો જડશકિતના ચૂરેચૂરા થઈ ગયા વિના રહેજ નહીં.

પણ તેવી ત્રાડ નાંખતા પહેલાં

'આ સ્વજન–સંબંધી મારા છે.'

'આ ધન સંપત્તિ અને વૈભવ મારા છે.

આ દેહ મારો છે.'

આ બધો ભ્રમ નીકળવો જોઇએ.

અને દેહમાં રહેલી અપવિત્રતા.

ધનની ચંચલતા,

સંપત્તિનો નશો,

વૈભવ વિલાસમાં છૂપાયેલો વ્યભિચાર પ્રત્યક્ષ થવો જોઇએ.

જડસત્તાની આવી નિરર્થકતા સમજાય એટલે રાગનું વિસર્જન થઇ જ જાય અને અને રાગનું વિસર્જન થતાં જ પરમાનંદમય મુકિત. 'સ્વ'નું 'સ્વ'માં ઉતરાણ પ્રાપ્ત થઈ જશે.

★

## પ્રકરણ : ૨ :

क्रो रोगः ? आधिरस्तीह,

का पीडा ? दुष्टवासना ।

किं दुःखं ? विषयेच्छा,

किं सुखं ? ऐन्द्रियो जयः ॥ २ ॥

**રોગ કોને કહેવો ?**

**ચિંતા મનની ખરી,**

મન અને તનનો ગાઢ સંબંધ ખરેખર વિચારવા યોગ્ય છે.

ભ્રાન્તિમાં પહેલા કેટલાંય સમજી શકતા નથી કે મન અને તનની વચ્ચે કોઈ સંબંધ છે.

**માંદા પડ્યાં ને ડોક્ટરને ત્યાં ચાલી નીકળવું એ આજના સમાજનું એક સામાજિક કર્તવ્ય બની ચૂક્યું છે.**

**ધનવાનો તો મોટે ભાગે તન અને મન કરતાં ધન પર જીવવાનું ઉચિત માનતા હોય છે.**

તે વર્ગમાં ડોક્ટર અને શક્ય હોય તો મોટા ડોક્ટરને કુટુંબનો ડોક્ટર ( Family Doctor ) બનાવવાની ફેશન ફાટી નીકળી છે.

ધનવાનને ત્યાં ફેમીલી–ડોક્ટર ન હોય તો શરમાવા જેવું લેખાય છે.

અને...

માંદા પડીને અનેકાનેક ઓપરેશનો કરાવવા એક ગર્વનો વિષય બની ચૂકયો. છે.

કોઈ ધનિકને તમે પોતાના રોગની વાત કરતાં જોશો, ત્યારે તે રોગની પાછળ કરેલા ધનવ્યયની વાત જ તેને મન મુખ્ય હોય છે.

**સ્વાસ્થ્ય જાળવી રાખવાનો મિથ્યાગર્વ ટપકતો દેખાશે !**

આવા સમયે કોઇ યોગીને,—
કોઈ મહર્ષિને,
કોણ પૂછે કે **રોગ શું છે ?**

તે બનવા જોગ નથી.

પણ....

ગમે તેવો શરીરશાસ્ત્રી કદી પણ રોગની વ્યાખ્યા એક શબ્દમાં કરી શકવાનો નથી, તે પણ એટલી જ વાસ્તવિક હકીકત છે.

કદાચ,

કોઈ અનુભવી ડોકટર એક શાબ્દીય વ્યાખ્યા આપવા જશે તો પણ ખોટો પડવાનો !

કારણ....?

**તે તન અને મનનો વાસ્તવિક સંબંધ સમજી નથી શકતો !**

કહેવતમાં પણ કહેવાય છે કે "સંગ તેવો રંગ" એક ઓરડામાં રહેતી બે વ્યકિતમાં પણ સંગનો રંગ થતો હોય છે.

તો,

**જે તન અને મન એકમેક થઈ ગયાં છે.**

તે છતાં....

**તે બંનેને કંઈ લેવા દેવા નથી તે માનવું ખરેખર આશ્ચર્ય નથી લાગતું ?**

તનના રોગ મનના રોગમાંથી જન્મે છે. આવું વિધાન કેટલાયને ચોંકાવનારૂં લાગે છે.

**કારણ ?**

એક જ છે કે તેમના મનની નબળાઈ એટલી કક્ષા સુધી વધવા માંડી છે કે **તેઓ મનના રોગી છે તે પણ સમજી નથી શકતા.**

આવા સમયે આ સત્ય સામાન્ય લોકના ગળે ઉતરવું ઘણું વસમું લાગે તેવું છે

પૂ. સૂરીશ્વરજી ફરમાવે છે કે :,

'હું શરીરશાસ્ત્રનો જાણકાર નથી.

મારે શરીરશાસ્ત્રને જાણવું નથી.

હું તો મનને જાણું છું

અને,

એક જ અનુભૂત સત્ય હું સચોટપણે કહું છું

કે :—

**તન સુધારવું હોય તો મનને પકડો !**

**તનના દર્દનું કારણ છે :'**

---

## " મન "

### આધિ–મનની વ્યથા.

સંસ્કૃત ભાષામાં તો શબ્દપ્રયોગમાં પણ રહસ્ય હોય છે.

સંસ્કૃતમાં રોગનો પર્યાય વ્યાધિ છે.

વ્યાધિ = વિ ઉપસર્ગ સહિત આધિ શબ્દ.

વિ = વિશેષ–વધારે.

અર્થાત્

**વધી ગયેલી મનની ચિંતા તેનું નામ જ રોગ.**

**વધી ગયેલી આધિ એટલે જ વ્યાધિ.**

આ પ્રશ્ન તો, ખૂબ ગંભીરતાથી વિચારવાની જરૂર છે.

**નહીં તો....**

**સત્ય નહીં સમજાય.**

દૂધમાંથી 'ઘી' કાઢતાં પહેલાં

વિવિધ પ્રક્રિયા–વિધિ,

કાલ,

અને

ધૈર્યની જરૂર છે.

તેમ આ સાદી વાતમાંથી સત્ય તારવતાં ઘણું ઘણું ચિંતવન કરવું પડશે !

સદ્ભાગ્યે હમણાં મનોવિજ્ઞાને શોધખોળ કરવા માંડી છે. અને રાંધ્યા પછી ડહાપણ જેવું પણ જ્ઞાન તેને થવા લાગ્યું છે ખરું !

**મનની નબળાઈ જ બધા રોગની ખાણ છે.**
તેવું હવે સમજાવા માંડયું છે.

પણ...

એક પ્રશ્નનો કોઇ સાચો જવાબ આપશે ?

આજે આટલા આટલા શરીરશાસ્ત્રી અને દવાખાના છતાં રોગો કેમ ઓછા થયા નથી ?

**એક જ કારણ છે કે વ્યાધિનું મૂળ આધિ છે. તે સમજવું બહુ મુશ્કેલ લાગે છે.**

કોઇ વ્યકિત આધ્યાત્મિક ગુરૂ પાસે આવીને ફરિયાદ કરે છે કે, 'શરીરમાં ખૂબ ગરમી વધી ગઈ છે.'
અધ્યાત્મશાસ્ત્રી કહે છે કે :

'ભાઈ!

**ગુસ્સો ઓછો કરો**
**દરેકની શુભભાવના ભાવો!'**

કોઇ ફરિયાદ લઈને આવે કે, 'કેન્સર થઇ ગયું છે.'
અને ગુરૂ મહારાજા ફરમાવે છે કે :–

**'પારકાની સંપત્તિ અને આબાદી જોઈને ઇર્ષા કરવાનું મૂકી દો !**
**તો રોગ વધશે નહી'**
**અને....**
**સારૂં થઈ જ શે!'**

ત્યારે...!

ધનવાન અને સ્વાસ્થ્યના ખોટા અભિમાનવાળાને

કદીય આ વાતમાં તથ્ય લાગતું નથી.

પણ ..

એક દિવસે તો બધાય શરીરશાસ્ત્રીઓને આ આર્ષ પુરૂષની વાણી સાથે મેળ મેળવ્યા વિના છૂટકો જ નથી !

ધર્મનું યોગ્ય સ્વરૂપ સમજીને,
ધર્મમાં સ્થિર રહેનારનું મન નિશ્ચલ હોય !
આધિ વિનાનું હોય છે?

અને...

તેથી જ તેમનો દેહ પણ વ્યાધ વિનાનો...

અને...

વિના અલંકારે પણ

આકર્ષક લાગતો હોય છે.

[૨]

का पीडा ?

दुष्टवासना।

પીડા એ શું છે?

જે દુષ્ટ વાસના છે તે પીડા છે.

દુનિયા આગળ વધી છે કે પાછળ પડી છે ?
માનવ દેવ બન્યો છે કે દાનવ બન્યો છે ?

આ,

અને....

આવી જાતના બીજા પ્રશ્નો આજે ગલીએ-ગલીએ ચર્ચાઈ રહ્યા છે.

મોટા ભાગનું માનસ કહેવા પ્રયત્ન કરે છે કે :–

**માનવ ખૂબ વધી ગયા છે.**
**પશુમાંથી દેવ બની ચૂકયા છે!**

પણ....

તેઓ એક બીજા પ્રશ્નનો પણ જવાબ આપશે ખરા ?
સવાલ માત્ર એટલો જ છે કે :–

હૈયાં પર હાથ મૂકીને કહો કે સવારથી સાંજ સુધી કેટલો વખત એવો અનુભવ કર્યો કે :–

'આ છે પીડા !
આ દુઃખ છે !
આ ન ગમતું થઈ રહ્યું છે !'

જો,

કદાચ,

કોઇ,

આ પ્રશ્નનો જવાબ પ્રમાણિકતાથી આપે તો ઓછામાં ઓછુ એટલું તો કબૂલ કરશે જ કે,

**પંદર મિનિટના સમયમાં દસ પંદર વખત તો કોઈ પીડાનો અનુભવ કરતાં જ હશે.**

આ જવાબ જયારે પ્રાપ્ત થાય છે, ત્યારે, ઉપર પૂછેલા પ્રશ્નોના જવાબો મળી ચૂકેલા જ છે.

છતાં....

અહિં આપણે તે મિથ્યા ચર્ચાઓમાં ન ઉતરતાં અનુભવાતા સત્યનો ઓડકાર જ પારખવો ઉચિત માનીશું.

અનુભવનો ઓડકાર પ્રકાર–પ્રકારની વેદના–પીડાથી યુક્ત આવે છે.

**પીડા ક્યાંથી પેદા થતી હશે ?**

**આ પ્રશ્ન પ્રત્યેકનો છે.**

**પ્રત્યેક માટે,**

**પ્રતિ ક્ષણે આ પ્રશ્ન છે.**

**પણ...**

**ઉત્તર....ઉત્તર....**

**ખૂબ મુશ્કેલ છે.**

તેથી સહજ એ શોધખોળ કરવાનું મન થઈ આવે છે કે, આચાર્યવર્ય તો એક જ શબ્દમાં મર્મ ભેદ ચાહે છે.

અને....

પ્રશ્નના જવાબમાં કહી દે છે કે **'પીડા એ દુષ્ટ-વાસનાની જ પેદાશ છે.'**

તેઓ ભલે આપણા બધાના પ્રતિક્ષણના પ્રશ્નોની વિવિધતાને ન જાણે !

પણ....

**તેમની પાસે એક આત્મવિશ્વાસ છે,**

**એક પગદંડી છે !**

એમને સંપૂર્ણ વિશ્વાસ છે કે જે પોતાના આત્માને યોગ્ય રીતે—સંપૂર્ણ રીતે સમજવાનો પ્રયત્ન કરે છે. તેને વિશ્વના તમામ પ્રશ્નોના ઉત્તર મલ્યા વિના રહેતા જ નથી.

**આત્માભિમુખ થયા વિના જે વિશ્વને જાણવાનો પ્રયત્ન કરે છે, તેનું પ્રશ્નોનું પાસુ હંમેશા મોટું જ રહે છે. તે કદી પ્રશ્નોના ઉત્તર મેળવી શકતો નથી.**

પૂજ્યશ્રીએ પોતાના અનુભવે એક જ નિતાર્યું છે કે પીડા દુષ્ટ–વાસના–ભાવના વિના પેદા ન થાય.

અને....

દુષ્ટવાસના- ભાવના ચાલી

જાય ત્યારે.......

પીડા પણ ક્રીડા—આનંદ

બન્યા

વિના રહે નહી.

તેમના તે જવાબનું પૃથક્કરણ કરવું પણ અનિવાર્ય છે.

તમારૂં શરીર વ્યાધિથી ઘેરાઈ ગયું છે, પીડા જોનારને પણ દુઃખ પમાડે તેવી છે.

છતાં ય...

**એક વખત સૂરીશ્વરનાં વચન પર વિચારી જુઓ !**

તાવનું દુઃખ છે ?

શા માટે ?

મારૂં સ્વાસ્થ્ય સારૂં રહેવું જોઈએ, એવો આગ્રહ છે,

માટે ને ?

બીજાના શરીરે પણ કદી તાવ આવ્યો હોય તેવી વિચારણા તમને તે વખતે આવે ખરી ને ?

તમારા કરતાં પણ વધુ બિમાર હોય એ વાત તમે માનવા તૈયાર છો ખરા ?

અમે તેવા બિમારો પણ સાજા થઈ જાય છે, તે તમે માની શકો છે ?

**શરીરમાં તાવ આવવાની પરિસ્થિતિ તમારા દેહ અને આત્માની આચરણાનું ફળ છે, તે સમજવા તૈયાર છો ?**

જુઓ :

બિમારી વખતે આ ભાવના પર સ્થિર થઇને કોઇ વખતે વિચાર કરી જુઓ !

**તો ભયંકરમાં ભયંકર બિમારીમાં પણ તમે સુખ અને શાંતિનો અનુભવ કરી શકશો ! ! !**

પછી....

**મને જ દુખ છે !**

**હું જ દુઃખી છું.**

આ ભાવનામાં રહેલી દુષ્ટતા ભલે આપણને ન સમજાય.

પણ

તેની દુષ્ટતા ઘણી ભયંકર છે.

પ્રથમ તો તેવી ભાવના પેદા થતાં,

(૧) આપણામાં અજ્ઞાનનું વાદળ છવાઇ જાય છે.

(૨) દુઃખ દૂર કરવાના ભાવથી બીજાનાં સુખનો ભોગ લેવા પણ તત્પર બને છે.

લોકો કહે છે '**ઘરનો દાઝયો ગામ બાળે**'

**પણ**

ઘરનો દાઝયો કેવી રીતે શાંત થાય તે પણ વિચારવા જેવું ખરૂં કે નહીં ?

આ દુષ્ટતા એટલી વધી જાય છે કે ન કલ્પી શકાય તેવી હિંસા સર્જે છે.

દેખાવમાં કંઇ જ દુષ્ટતા નજરે નહી પડે,

પણ

પરિણામના પૃથક્કરણે

સમજાશે કે :–

**'કર ભલા હોગા ભલા'**

ભલું કરવાની ભાવનાનો પણ યથાર્થ રીતે સ્પર્શ થઈ જાય તો પણ,

## તારી પીડાઓ
## મહોત્સવ બની જશે !!!

[૩]

★ किं दुखं ?
★ विषयेच्छैव.
★ किं सुखं ?
★ इन्द्रियजयः
★ શું દુઃખ છે ?
★ વિષયોની ઈચ્છા !!!
★ શું સુખ છે ?
★ ઈન્દ્રિયોનો જય !!

એક ભોગી જણાવે છે કે :—

રાતના ખૂબ પરિશ્રમ કરીને સૂતો હતો, સવારની ગુલાબી ઠંડી અનેરા આનંદનો અનુભવ કરાવી રહી હતી. જેને વ્હાલી પત્ની માની હતી તેણે આવીને જોરથી રાડો પાડવા માંડી.

'ક્યારે ઉઠવું છે ?
ક્યાં સુધી ઘોર્યા કરશો ?'

વ્હાલીમાંથી કડવાં વચનો કેવી રીતે નીકળ્યા ?

કોણ જાણે કેમ ?

મનમાં દુઃખ માની ઊભાં થયા. ગરમપાણીથી સ્નાન

કરવા બેઠાં. સુખ માન્યું. આગળનું દુઃખ ભૂલવાની તૈયારીમાં હતો,

ત્યાં....

નાના બાબાએ આવીને ઠંડા પાણીનો નળ ખુલ્લો મૂકી દીધો !

મિજાજ ગયો, ન્હાવાનું સુખ વરાળની માફક ઊડી ગયું. બાળકો પર ગુસ્સો કરી અહંકાર પોષક આનંદ મેળવાનો પ્રયત્ન કર્યો.

તે પહેલાં તો હમેશાં છોકરાંને મારતી તેની માએ પણ ભયંકર વાણીનું યુદ્ધ કરવાની શરૂઆત કરી.

સામે બળવો પોકારતા દુઃખને દૂર કરવાની ઈચ્છા થઇ આવી.

પણ....

પણ....

પણ....

કંઇક વિચાર્યું અને....

સુખની વધુ ઇચ્છાઓમાં આ કડવું દુઃખ પણ સહન કરવું પડ્યું.

સારા ભોજનની અપેક્ષા રાખી ન હોતી, ખીચડી કઢીથી આનંદ લૂંટવાનો પ્રયત્ન કરી જોયો,

પણ....

ભાણાં પર બેસતાંની સાથે જ ખબર પડી કે ખીચડી બરાબર છે, પણ કઢી મીઠા વિનાની છે.

મીઠું લેવા માટે ચુપચાપ બરણીમાં હાથ નાંખ્યો.

ત્યાં....

ખારો હાથમાં આવ્યો. હાથમાં લઇને થાળીમાં નાંખ્યો, તે પહેલાં તો મનમાં ગલગલિયાં અને જીભમાં રસ ઝરવા લાગ્યો.

પણ....

નિષ્ફળ,

ખાતાની સાથે કોળિયો બહાર

આવ્યો.

જવા દો ! જવા દો ! ! !

આ તો જીંદગીના એક ઉત્તમ દિવસની નહીં પણ ઉત્તમોત્તમ દિવસની ઘટના છે.

બે ત્રણ કલાકની વાત જ સાંભળો !

વધુ શું કહેવા જેવું છે ?

**એક યોગી પોતાની સંક્ષિપ્ત જીવની કહે છેઃ—**

હું જન્મ્યો ત્યારથી લોકો મને સુખી કહેતાં. બધાયની સાથે મારૂં સ્થાન ખૂબ જામ્યું રહેતું. મોટો થતો ગયો

તેમ આ અનુભવ વધુ સ્પષ્ટ થતો ગયો.

લોકો મારી સામે એક કૃતાર્થ પુરૂષની આંખે જોતાં.

પણ....

અફસોસ એક જ હતો.

કે........

**મારૂં દુઃખ કોઈ સમજી શકતું નહોતું.**

જેની પાસે દુઃખની વાતો કરવા જતો, તેની પાસે ખોટાં-ખોટાં આશ્વાસન મળતા.

**સાથે જ**

મારા કરતાં પણ કંઈ ઘણાં દુઃખોની વાત

— સાંભળવા મળતી —

કદિક મારા દુઃખને સંભળતા.

કોઈ દયાળુ બહારથી હસતા;

તો

કોઈ બહાર ગંભીર રહીને

અંદર પરિહાસ કરતા,

આખરે,

આ વાતાવરણમાંથી બહાર

જવાનો મેં પ્રત્ન કર્યો.

કોઇ યોગ્ય સંગ મળ્યો અને તેમનાથી દૂર થઇ ગયો હવે સવારે ઉઠતાં ધ્યાનમાં મગ્ન થાઉં છું.

લોકો પેટને ખુશી કરવા પ્રયત્ન કરે છે.

ત્યારે....

**હું વિના ભોજને પણ આત્માને ખુશ કરવા પ્રયત્ન કરૂં છું.**

જ્યારે હું ભોજન લેવા જઉં છું, ત્યારે દાન આપનારની ધન્યતાનો ખ્યાલ કરૂં છું અને...મ આપે તેની કમભાગ્યતાનો વિચાર કરીને બંનેને યોગ્ય ધર્મપ્રાપ્તિ થાય એવી આશિષ આપું છું.

રાત થાય છે ને ઠંડી શરૂ થાય છે.

જ્યારે લોકો કામળા માટે દીન બને છે; ત્યારે હું ભગવાનની ભક્તિમાં મસ્ત બનું છું. ઠંડી આખરે દીન બને છે અને ક્યાંય ચાલી જાય છે તે ય ખબર પડતી નથી.

ઉનાળાના ધોમ તડકામાં ખુલ્લે પગે ફરતાં આત્મામાં કેટલી તાકાત ભરી પડી છે, તે જોઈને આનંદ આવે છે.

**જગતમાત્રને પ્રિય માન્યું છે. એટલે વિરહની વેદના પણ કેવી રીતે અનુભવું ?**

**દુનિયામાં સૌથી વધુ શ્રીમંતાઈ મારી પાસે લાગે છે. માટે યાચના કોની પાસે કરૂં ?**

બધા બળવાનો જાતને રક્ષવાનો પ્રયત્ન કરે છે. પણ....
હું મારી જાતને જ સૌથી વધુ નિરર્થક ચીજ માનું છું,
તેથી ભય ક્યાંથી પેદા થાય તે જ મને સમજ
પડતી નથી.

અંતમાં....

એક જ કહેવા

માંગું છું કે :—

હું દુઃખની શોધમાં છું.

પણ...

દુખ ક્યાંય નજરે ચઢતું જ નથી,

હું સુખને વારંવાર દૂર જવા કેહુ છું

પણ....

પડછાયાની માફક તે ક્યાંય જતું નથી.

વધારે શું કહું ?

એક જ વાતની મને ચિંતા છે કે,

લોકો કેમ દુઃખનો તિરસ્કાર કરતાં હશે ? મારી
જેમ દુઃખમાંથી સુખ કેમ શોધી નહીં કાઢતા હોય ?

ભોગી અને યોગીનો આ સંવાદ [illegible] જ
આવે છે.

ભોગી જેને સુખ કહીને સન્માને છે,
તેને જ યોગી દુઃખ કહીને તિરસ્કારે છે!
યોગી જેને સુખ કહીને પૂજે છે,
તેના જ પડછાયાથી ભોગી દૂર ભાગે છે,

આ જવાબ આપનાર પણ યોગીરાજ છે. તે ફરમાવે છે. કે :–

દુખ એટલે વિષયની ઇચ્છા :

અને

સુખ એટલે તે ઇચ્છાનો વિજય !

પણ....

ભોગીઓએ યોગીની આ વાત ખૂબ વિચારવા જેવી છે. વાસ્તવિક રીતે કહેવાતાં દુઃખ અને સુખ બંને કલ્પનાઓ છે.

મહર્ષિએ દુખની વ્યાખ્યા વિષયની ઇચ્છા કરી છે.

વિષય એટલે જ ગમતા અણગમતા એવા શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ.

ઇચ્છા એટલે વાયુથી પણ ચપળ એવી કલ્પના! જરા સૂક્ષ્મતાથી વિચારો ! વધુ નહીં તો દિવસમાં પંચ મિનીટ નક્કી કરો !

તે દરમ્યાન :–

**ગમે તેવા સ્પર્શ હોય તીક્ષ્ણ કે મુલાયમ,**
**ગમે તેવી બે વસ્તુ આવી કડવી કે મીઠી**
**ગમે તેવી ગંધ હોય નાકને પસંદ કે નાપસંદ**
**ગમે તેવા રૂપ હોય મનોહર કે મનોભંજક**
**ગમે તેવા શબ્દ હોય નિંદાના કે પ્રશંસાના,**

પણ....

કોઈનો ય જરાય વિચાર ન કરવો. જે છે તે યોગ્ય જ છે, એવો ભાવ પેદા કરો.

પછી જુઓ,

છઠ્ઠી મિનિટમાં પાછા રોજિંદા જગતમાં આવવાનું મન થાય છે કે નહીં ?

જો આ પાંચ મિનિટ બરાબર હશે તો કદી છઠ્ઠી મિનિટમાં પાછા ફરવાનું મન થશે નહીં !

પણ...

તમારો પ્રશ્ન એ છે કે પ્રશંસાના શબ્દો સાંભળતા પહેલાં જ કાન ઉત્તેજિત થઈ જાય છે.

અરે !

તેનો વિચાર આવતાં પણ મનમાં ગલગલિયાં થવા માંડે છે. તો ત્યાં તે પાંચ મિનિટ માટે પણ સામે આવેલી વસ્તુનો આનંદ ન લઈએ તે કેમ બને ?

આજ મોટી મૂર્ખતા છે! અમુક પદાર્થ ઇંદ્રિયને ગમે તેવો માની લીધો એટલે આટલા દુઃખો તો નિયત જ સમજજો.

(૧) તે ઈષ્ટને મેળવાની લાલસા.

(૨) તેનો વિચારો કરવા દ્વારા અયોગ્ય મનોવ્યગ્રતા,

(૩) તેને મેળવવાના સતત પ્રયત્નોમાં શ્રમ અને નિરાશાનાં દુઃખો.

(૪) તેને મેળવ્યા પછી પણ ભોગવવા માટે ઇંદ્રિયોની યોગ્ય તાકાતના અભાવથી પેદા થતું દુઃખ. જેમ કેરી ખાવાની ઇચ્છા થઈ પણ જીભ ખટાશ સહન કરી શકતી નથી, તેવી પરિસ્થિતિમાં નિરાધાર દશાનું ભાન થતાં દુઃખ.

(૫) બીજાઓને તે પદાર્થો મળતાં આનંદ ખમી ન શકાય. એટલે ઇર્ષારૂપી અગ્નિથી હૃદયમાં ઉપડતી સતત્ જલન.

(૬) ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરેલ પદાર્થોથી દેહસ્વાસ્થ્યની ખરાબી અને તેથી ઉત્પન્ન થતી અનેકાનેક દર્દોની પરંપરા,

(૭) તે દરમ્યાન કમને પણ ભોગને છેડવાની ફરજ પડતાં

મનથી થતું અસહ્ય દુઃખ !

આવું આવું તો કેટલું પણ થાય તેનું વર્ણન કરતાં અનુભવથી જાણવું યોગ્ય કહેવાય.

આખરે પણ દેહનાશની કે બિમારીની સ્થિતિમાં બળાત્કારે ઈંદ્રિયોનું દમન કરે જ છૂટકો છે!
ત્યારે પ્રથમથી જ મનને કેળવ્યું હોય તો ! ! !

માટે જ

**ભોગની પિંપાસા એજ અનેક દુઃખોનું મૂળ છે.**

અને....

તેમાં ય જ્યારે

'મારૂં' ને 'તારૂં,'

'હું' અને 'તુ'

આ ચારે ભળી જાય ત્યારે તો દુઃખની દુર્ભેદ સૃષ્ટિ ખડી જ થઇ જાય છે.

માટે જ બીજો પ્રશ્ન પૂછવો પડયો છે, કે,

[૪]

किं सुखं ?

इन्द्रियजय :

કાન,
આંખ,
નાક,
જીભ,
ચામડી પરનો વિજય !

કોઈને વળી મૂંઝવણ થાય કે આંખોને તે કેવી રીતે જીતાય ?

ભલા !

તારી આંખ તને ક્ષણ ક્ષણમાં હાર આપી રહી છે,

તેનું પણ તને ભાન નથી !

તારી જાતને પૂછ કે **'આંખ કોની છે'** ?

જવાબ મળશે કે **'મારી છે.'**

તદ્દન ખોટો જવાબ !

'અત્યંત મનોવંચના !

ન કલ્પી શકાય તેવી સૂક્ષ્મ

પણ....

ભયંકર આત્મહત્યા !

**સાચો જવાબ એ છે,**
**સાચી વાત એ છે કે,**
**"તું આંખનો છે"**

નહીં તો, આ દશા હોય ખરી ?

કેટલીયે વખત તું ચાહે છે કે મારી આંખ અહીં ન જાય.

પણ...

કેટલીયે વખત તારી સામે તે બળવો પોકારે છે.

આખરે,

કોણ કોને આધીન થાય છે ?

તારૂં શરીર એક મનોહર ચિત્ર જોવા આંખની મદદથી સિનેમાગૃહ સુધી ખેંચાઈ જાય છે.

એટલું જ નહી.

પણ....

કદીક કોઈક રૂપને ધરાઈને જોવાની ઈચ્છા થઇ આવતાં મોટા-મોટા રમખાણો મચી જાય છે.

પત્નીનો ચહેરો ગમ્યો નહીં માટે તેનું ખૂન કર્યું;

**કેટલી પામરતા !**

આંખને ન ગમ્યું,

આંખે હુકમ કર્યો.

મોઢામાંથી ખરાબ શબ્દો કાઢ;

'તે પણ કાઢયા !'

વળી આંજ્ઞા કરી 'વડીલોની મર્યાદા મૂકી દે ?'

'તે પણ મૂકી દીધી.'

વળી આજ્ઞા કરી કે 'રૂપને તારી સામે કાયમ રાખવા માટે યુદ્ધ કર !'

તે પણ કર્યું.

રાવણને લંકાથી પંચવટી સુધી કોણ ખેંચી લાવ્યું ?

**પગ કે આંખ ?**
**સૈન્ય કે રૂપપિપાસા ?**

સાચી વાત એજ છે કે :–

**'તું આંખનો છે.'**

આંખ તારી હોત તો આવી દશા કદી ન થાત !
આંખ આજ્ઞા કરે કે રૂપ જોવું છે, તે પહેલાં તું
તારા બળથી, ને તારી સમજણ શક્તિથી,
તે રૂપની,
નશ્વરતા,
નિરર્થકતા,
પાપમયતા
અને
વિનાશકતા
વિચારી શકતો હોત
તો....

**આત્માની અંદર એક પ્રકારનો વિષયતિરસ્કાર પેદા થાત !**

**એ તિરસ્કાર સર્કસના સિંહની માફક ઇંદ્રિયો પર તને પ્રભુત્વ બક્ષત.**

અને

દુનિયાના પદાર્થમાંથી ઇષ્ટ અને અનિષ્ટની રેખા ભૂંસાઇ જાત !

ઇષ્ટને અનિષ્ટની રેખા ભૂંસાઇ જતાં અહંકાર ને મમકાર પીગળી ગયા વગર રહે જ નહીં !

અને પછી તો

**સ્વર્ગના ઈંદ્રો પણ તારા સુખની ઈર્ષા કરત !**

મન અને ઇંદ્રિયના સંપૂર્ણ પ્રભુત્વથી ઉપજતો અખૂટ શાશ્વત આનંદ તારા બારણાની સાંકળ ખખડાવતો તને જરૂર માલૂમ પડત.

**ઇંદ્રિયો જીતાય**

**એટલે**

**મન જીતાય.**

**મન જીતાય એટલે જગત્‌ના પ્રત્યેક દુઃખો ગળામાં સુખનું પાટિયું લગાડયા વિના તારી પાસે કદી પણ ફરકી ન શકે.**

**અર્થાત્**

**તારા માટે દુઃખો સુખના અદ્ભૂત સાધન બની જાય.**

જે ઇંદ્રિયમાં પદાર્થને ભોગવીને નાશ કરવાની શકિત છે.

સુખની ઝંખના માત્રથી અનુપમ શ્રમ ઉઠાવવાની તાકાત છે. શું તે ઇન્દ્રિયો તારા વશમાં આવે તો તે કશુંય સર્જન ન કરી શકે?

પાંચ પાંચ ઇન્દ્રિયો પરનું પ્રભુત્વ શું કશુંય શાશ્વત ન સર્જી શકે?

અવશ્ય સર્જી શકશે. સુખનો શાશ્વત ફુવારો અવશ્ય પેદા થઈ શકશે.

જો ઇન્દ્રિયો પર તારો વિજય થઇ જશે, તો વિના શ્રમે, પણ સુખ, પ્રવાહ થઇને તારામાં વહેવા માંડશે!

## પ્રકરણ : ૪ :

के कुग्रहाः ? दुराचाराः,
सुग्रहाः के ? व्रतश्रियः ।
किं विषं ? क्रोधलोभादि,
किं पीयूषं ? विवेकिता ॥ २ ॥

કોણ કુગ્રહો ? કોણ સુગ્રહો ?
દુષ્ટ આચારો, વ્રતની લક્ષ્મીઓ,

ભલે દુનિયામાં કોઇ શિક્ષિત કહેવાનું ગૌરવ ધરાવે, બધાના દેખતાં અંધ શ્રદ્ધા અને મૂર્ખતા કહીને ધર્મને નિંદે.

પણ....

બે ક્ષણનું અસહ્ય દુઃખ તેની જીવનભરની માન્યતાને અવશ્ય ફેરવી નાંખશે.

ઇચ્છાઓના તરંગો જ્યાં સુધી ફૂલે-ફાલે છે-વિસ્તૃત થાય છે; ત્યાં સુધી ધર્મને પ્રતિક્ષણે સેંકડો ગાળો દઈ શકશે.

પણ....

એક વખત તે તરંગો અથડાઈને ખલાસ થઇ જાય છે.

ત્યારે

માનવ એટલો

**વહેમી બની જાય છે કે ઘરના ઉંદરમાં પણ દૈવિક-શક્તિ કલ્પી લે છે.**

પ્રત્યાઘાત પછી જન્મેલું આ માનસ જ ખરેખર અંધ-શ્રદ્ધાળુ હોય છે.

આવા માનવોમાં ભાગ્યે જ તે શ્રદ્ધેય-પદાર્થો પાછળ

બુદ્ધિથી વિચારણા કરવાની સ્વસ્થતા કે ધૈર્ય રહ્યું હોય છે!!!

**શિક્ષણનો પ્રચાર કરીને અંધશ્રદ્ધાનો જોરશોરથી વિરોધ કરતાં પ્રધાનો ચૂંટણીમાં જબ્બર હાર થવાના પ્રસંગે એટલા બધા ધૈર્યવિહીન અને અંધશ્રદ્ધાળુ બની જાય છે કે રસ્તાના પત્થરને પણ સોનાથી મઢી દેવા તૈયાર હોય છે.**

આવા પ્રસંગોએ હાથની રેખા પર વારવાર દૃષ્ટિઓ દોડતી હોય છે, આકાશમાં ગ્રહો કેવા છે, તે જોવા લાખો ખરચવા તેઓ તૈયાર બની જાય છે.

મારા ગ્રહો (Stars) સારા છે કે ખરાબ છે?

મારા ભાગ્યમાં કુગ્રહો છે કે સુગ્રહો છે, આ વાત વારંવાર મનમાં ટકરાવવા લાગે છે.

અહીં પણ એજ પ્રશ્ન પૂછાયો છે કે :–

'ખરાબ ગ્રહો કયા?'

અને

'સારા ગ્રહો કયા?'

જેની દૃષ્ટિ માત્ર આકાશના તારામંડળ સુધી પહોંચે છે, તે નીચનો સૂર્ય કે ઉચ્ચનો બુધ વગેરે ગણત્રી કરે છે.

પણ....

**જેની દષ્ટિ આત્માના ગૂઢતંમ આકાશ સુધી પહોંચી ગઈ હોય, પાંસળી નીચે છૂપાયેલાં હૃદયમાં રહેતી અદશ્ય ભાવનાઓને જોઈ શકતી હોય તે આવો ઉપર છલ્લો જવાબ કદી ન જ આપે.**

જગતના સર્વ પ્રશ્નોના જવાબ આત્મચિંતનમાંથી પ્રાપ્ત થાય છે.

આત્માને જાણે તે બધાયને જાણે છે. તેના જવાબોમાં એક અંતિમ કોટિનું અન્વેષિત સત્ય હોય છે.

ભારતીય દર્શનમાં શાસ્ત્રમાત્ર આત્માનુભવ પર નિર્મિત થયેલ છે.

**જ્યોતિષ એ પણ સંપૂર્ણ શાસ્ત્ર છે.**

પણ....

**જ્યોતિષને જાણનાર**

**બધા જ ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણે એજ મહાભ્રમ છે.**

પણ....

**જ્યોતિષ શાસ્ત્રની**

**કક્ષા સંસૂચકતા સુધી છે, વિધાતા સુધી નથી.**

ખરાબ ગ્રહો કે સારા ગ્રહો,

ખરાબ કે સારા ભાવિના સંસૂચકો છે.

સારા કે ખરાબ ભાવિના વિધાતા નથી.

મનુષ્યદેહ એટલે આત્માને રહેવાનું સર્વોચ્ચ સ્થાન !

આ સ્થાનની અંદર રહેનાર પર કોઈ આકાશના ગ્રહો અસર કરે, તેજ તેના ભાગ્યવિધાતા અને તે કેવી રીતે માનવામાં પણ આવે ?

**ખરેખર તો માનવ પોતે પોતાના ભાગ્યનો વિધાતા છે.**

જ્યોતિષશાસ્ત્ર ફળ નિર્દેશક છે.

પણ.... 'ફળ' કોની કરણીના અને કઈ કરણીના તેનો જવાબ તેની પાસે નથી.

મોટરનું યંત્ર (meter) (SPEED) ગતિ બતાવે,

પણ....

ગાડી કોણે બનાવી, ક્યાંથી આવી રહી છે, તે બતાવી ન શકે!

તેજ પ્રમાણે આકાશમાં રહેલા ગ્રહો ભાગ્યના સૂચક છે.

સંસૂચક છે, પણ સંચાલક નથી.

સંચાલક તો પોતે જ છે.

ખરાબ ગ્રહના યોગ કેવી રીતે પ્રાપ્ત થાય?

અને

સારાગ્રહના યોગો કેવી રીતે પ્રાપ્ત થાય?

એનો જ આ જવાબ છે.

દુરાચાર એજ ખરાબ ગ્રહ છે.

વ્રતરૂપી લક્ષ્મી–શોભા એજ ઉચ્ચ ગ્રહો–સારા ગ્રહો છે.

**'દુરાચાર' એટલે દુર્વિચારની દૈહિક અભિવ્યક્તિ !**
**દુરાચાર એટલે દુષ્ટમનનું કાયા પર આક્રમણ !**
**દુરાચાર દુર્વિચાર વિના પેદા થાય નહીં !**

દુશ્ચેષ્ટા દેખાતી હોય પણ તેને દુર્વિચારનું પરિબળ ન હોય તો તે દુરાચાર નહીં કહેવાય !

પણ....

લાચાર–

દશા કહેવાશે !

જ્યાં હૃદયમાં 'ભોગ' અને 'પિપાસા'ના વંટોળો જાગે છે, ત્યાં અવિવેક ચોમેરથી ઉડવા માંડે છે. દુરાચારની ધૂળ ચારે બાજુ છવાઈ જાય છે.

ખાવાની, જીભને તૃપ્ત કરવાની લિપ્સા થઈ આવે એટલે ભક્ષ્ય કે અભક્ષ્ય ભૂલાઈ જ જાય !

અભક્ષ્યનું ભક્ષણ થાય એટલે 'રોગ' વગર બોલાવે આવે.

પછી....

આકાશમાં ખોળે એટલે ગ્રહ ખરાબ જ દેખાય !

જોવાની લિપ્સા જાગે એટલે નશરમા બનવું પડે! માતાપિતાનો અવિનય, અપ્રેમ અને જરૂર પડે તો તિરસ્કાર પણ કરવો પડે!

**અકરણીય કરણીય બને તે જ દુરાચાર!**

જ્યાં સુધી 'ભોગ' અને 'વિલાસની' પિપાસા નષ્ટ ન થાય ત્યાં સુધી,

**અકરણીય, કરણીય,**
**અવચનીય, વચનીય,**
**અભક્ષ્ય, ભક્ષ્યનો ભેદ કદી ટકી**
**કે રહી શકે નહીં!**

આકાશના કુગ્રહોથી દૂર જવું હોય,

સુગ્રહોમાં પ્રવેશ પામવું હોય તો પ્રથમ હૃદયને બદલો!

**'ભોગ' 'વિલાસ'ની પિપાસા હોય ત્યાં સુધી બધા જ ક્રૂરગ્રહોની દૃષ્ટિ તમારા પર રહેવાની જ છે, તે કદી ન ભૂલશો!**

ગમે તેવા ઉચ્ચ ગ્રહો હોય પણ ચોરી કરશો તો પકડાશો.

પકડાશો એટલે સળીયા પાછળ જવાની ગ્રહ વ્યવસ્થા થઈ જ જશે!

કોઇને મારી નાંખવાની ચેષ્ટા જ નહીં પણ, તેવી ભાવના પણ અકલ્પ્ય કર્મોનો બંધ કરે છે. તે જ કર્મોના વિપાકનો આકાશની ગ્રહરચના દ્વારા નિર્દેશ થાય છે.

પણ....

**કરેલા કર્મો ય વિફલ થઈ શકે છે!**

**નિર્બલ થઈ શકે છે!**

**તો...**

**બિચારા ગ્રહોનું શું ગજું છે?**

અચ્છો જયોતિષ વિશારદ કહેવાનો કે તમારા બધાય ઉચ્ચ ગ્રહો છે.

પણ....

દુરાચાર અને દુઃશીલતામાં પડી ગયા તો કોઇ ફલ પ્રાપ્ત થશે નહીં!

ક્રૂરગ્રહવાળો પણ પ્રબલ પુરૂષાર્થથી ઇંદ્રિય અને મનના વિલાસોને મથી નાંખતા પાંચ મહાવ્રતો કે અણુવ્રતોને ગ્રહણ કરીને સારી ય ગ્રહવ્યવસ્થાને નિષ્ફળ-નિષ્કાર્ય પણ બનાવી દે છે.

ખરાબ ગ્રહો પણ તેના માટે ઉચ્ચ ગ્રહો-સુગ્રહો બની જાય છે.

પરંપરાગત દેહમાં આશ્ચર્યજનક પરિણામો સર્જ્યા છે.

**પ્રાણી તીવ્ર જીજીવિષા ધરાવનાર દ્રવ્ય.**

જીજીવિલાની પ્રબલ ઈચ્છાએ માનવ વાતાવરણને અનુકૂળ બનાવવા રાતદિન પ્રયત્ન કરી રહ્યો હોય છે!

જીવનને દૂર કરવાના–અટકાવી દેવાના પ્રત્યેક પ્રયત્ન તરફ પ્રાણીમાત્ર જાગૃત હોય છે.

**ઝેર જીવનને અટકાવનારી એક હિચકારી શકિત!**

માનવનું જીવન જેટલું પ્રબળ હોય તેટલું વિરોધી–વિનાશક પરિબળ પણ મજબૂત જોઈએ!

દૈહિક જીવનના નાશ

**માટે દૈહિક ઝેર હોય છે!**

આત્મિક જીવનના નાશ

**માટે આત્મિક ઝેર હોય છે!**

આપણે જે (POIS.ON) ઝેરને જાણીએ છીએ તે બધા દૈહિક ઝેર છે.

ભૌતિકદેહને ખલાસ કરી નાંખવાથી વધુ કોઈ તાકાત તે ઝેરમાં નથી.

કોઈક ઝેર ક્ષણવારમાં અસર કરે તો કોઈ મહિનાઓ પછી અસર કરે.

પણ....

**ભૌતિક પદાર્થથી પેદા થયેલ કોઈ ઝેર દેહનાશથી વધુ કશું કરી શકે તેમ નથી હોતું !**

આત્માના તેજના બળે જે દેહમાં બિરાજમાન હોય છે. તેને આવા ભૌતિક ઝેરની કોઈ તમા જ નથી.

ઘોર જંગલમાં એક ભયંકર સર્પ હતો.

તેની જીભમાં નહીં પણ આંખમાં ઝેર હતું. લોકો તેને દૃષ્ટિવિષ સર્પ કહેતા.

એકવાર કરૂણાનિધિ, ઓજસ્વી પરમાત્મા મહાવીર તે જંગલ તરફ પ્રયાણ કરવા લાગ્યા,

લોકોએ પ્રભુને વિનવ્યા.

"પ્રભુ !

ત્યાં ઝેરી સાપ છે.

"આપ કૃપા કરી ત્યાં ન પધારો"

વિનંતિ કરનારની ઝેરની વ્યાખ્યા

અને....

પ્રભુની ઝેરની વ્યાખ્યામાં મહાન અંતર હતું.

**દેહનો નાશ કરે છે તે ઝેર છે.**

**આવો ખ્યાલ ગ્રામીણોનો હતો.**

**'પરમતેજરૂપ કેવળજ્ઞાનની પ્રભાને અટકાવે તે ઝેર!**

હૃદય સુધરે, એટલે

આત્મા વિકસે,

આત્મા વિકસે, એટલે

જગત્‌ને સુધરવું પડે!

**તો...**

**ગ્રહો કેમ ન સુધરે?**

અહિંસા મહાવ્રત આવે એટલે વેર ઝેર કરાવી સંતાપ પમાડનાર બધા ગ્રહો ભાગે!

બધાયને બદલાયે જ છૂટકો!

સત્ય આવે એટલે પ્રપંચ, માયા, ભય પમાડનારા ગ્રહોને ઉચ્ચ દશામાં પ્રવેશવું જ પડે!

અચૌર્યવ્રત આવે એટલે રાજકીય અને સામાજીક ગુન્હા કરાવનારા ગ્રહોને બદલાયે જ છૂટકો!

શાંતિથી નિદ્રા અને સંતોષનું સુખ આપનારા ગ્રહોને હાજર થવું જ પડે!

બ્રહ્મવ્રત આવે એટલે તન, મન અને ધનનો નાશ કરનારા બધાય ગ્રહોને બીજા સારા ગ્રહોની અસર નીચે આવીને પણ સારા ફળ આપનારું બનવું જ પડે!

અપરિગ્રહવ્રત આવે એટલે સંતોષનું મહાસુખ પમાડનારા આધ્યાત્મિક ગ્રહોને શુભ રાશિમાં આવે જ છૂટકે!

જ્યાં સદાચાર છે. ત્યાં દેહે, માનસિક અને આત્મિક ઉન્નતિ ન હોય તે બનવા યોગ્ય નથી.

માટે જે...

ખરેખરી વાત અંતરના પરિવર્તનની છે!

અંતર પલટાય!

એટલે

ઉન્નત થાય!

અને ઉન્નત થયેલું અંતઃકરણ

ઉપર ચડીને ગ્રહવ્યવસ્થાને પણ ફેરવી નાંખે!!

[૨]

प्र. कि विषं?

ऊ. क्रोधलोभादि

વિષ-ઝેર કોને કહેવાય?

ક્રોધ માન માયા લોભ.

જીવવામાં કોઈ ગાંડુ હોઈ શકે છે.

પણ....

જીવનની સ્પૃહાનું ડહાપણ તો બધાયમાં છે. ગાંડાની જીજીવિષા ડાહ્યાને પણ ઉલ્લંઘી જાય તેવી હોય છે.

ડાર્વિનના સિદ્ધાંત મુજબ તો જીજીવિષાએ પ્રાણીના

પરંપરાગત દેહમાં આશ્ચર્યજનક પરિણામો સર્જ્યાં છે.

**પ્રાણી તીવ્ર જીજીવિષા ધરાવનાર દ્રવ્ય.**

જીજીવિષાની પ્રબલ ઈચ્છાએ માનવ વાતાવરણને અનુકૂળ બનાવવા રાતદિન પ્રયત્ન કરી રહ્યો હોય છે!

જીવનને દૂર કરવાના—અટકાવી દેવાના પ્રત્યેક પ્રયત્ન તરફ પ્રાણીમાત્ર જાગૃત હોય છે.

**ઝેર જીવનને અટકાવનારી એક હિચકારી શક્તિ!**

માનવનું જીવન જેટલું પ્રબળ હોય તેટલું વિરોધી—વિનાશક પરિબળ પણ મજબૂત જોઈએ!

દૈહિક જીવનના નાશ

**માટે દૈહિક ઝેર હોય છે!**

આત્મિક જીવનના નાશ

**માટે આત્મિક ઝેર હોય છે!**

આપણે જે (POISON) ઝેરને જાણીએ છીએ તે બધા દૈહિક ઝેર છે.

ભૌતિકદેહને ખલાસ કરી નાંખવાથી વધુ કોઈ તાકાત તે ઝેરમાં નથી.

કોઈક ઝેર ક્ષણવારમાં અસર કરે તો કોઇ મહિનાઓ પછી અસર કરે.

પણ....

**ભૌતિક પદાર્થથી પેદા થયેલ કોઈ ઝેર દેહનાશથી વધુ કશું કરી શકે તેમ નથી હોતું !**

આત્માના તેજના બળે જે દેહમાં બિરાજમાન હોય છે. તેને આવા ભૌતિક ઝેરની કોઈ તમા જ નથી.

ઘોર જંગલમાં એક ભયંકર સર્પ હતો.

તેની જીભમાં નહીં પણ આંખમાં ઝેર હતું. લોકો તેને દષ્ટિવિષ સર્પ કહેતા.

એકવાર કરૂણાનિધિ, ઓજસ્વી પરમાત્મા મહાવીર તે જંગલ તરફ પ્રયાણ કરવા લાગ્યા,

લોકોએ પ્રભુને વિનવ્યા.

"પ્રભુ !

ત્યાં ઝેરી સાપ છે.

"આપ કૃપા કરી ત્યાં ન પધારો"

વિનંતિ કરનારની ઝેરની વ્યાખ્યા

અને....

પ્રભુની ઝેરની વ્યાખ્યામાં મહાન અંતર હતું.

**દેહનો નાશ કરે છે તે ઝેર છે.**

**આવો ખ્યાલ ગ્રામીણોનો હતો.**

**'પરમતેજરૂપ કેવળજ્ઞાનની પ્રભાને અટકાવે તે ઝેર !**

**અસંખ્યાત પ્રદેશના પરમચૈતન્યને મૃત રાખે તે ઝેર!**
**સિંહસમા પરાક્રમી આત્માને શિયાલજેવી**
**કાયરદશામાં મૂકે તે ઝેર!**

**જીજીવિષા પેદા કરે તે ઝેર!'**
**આવી વ્યાખ્યા હતી પ્રભુની.**

પરિણામે ભગવાને અજ્ઞાની જીવો પર કરૂણાનજર ફેલાવી. જંગલ તરફ જ પ્રયાણ આદર્યું.

માનવની ગંધે સર્પ ચંડ બન્યો. તેનું નામ જ ચંડકૌશિક હતું.

**ચંડકૌશિક ઝેરથી ભગવાનને ખલાસ કરવા તલસી રહયો હતો.**

ત્યારે...

**ભગવાન તેનું**
**ગૂઢ ઝેર સંહરી લેવા તત્પર બન્યા હતા.**

ચંડે પ્રચંડડંખ ભગવાનનાં ચરણે દીધો, દેહ અને આત્માના બધાય ઝેરો ઓકાઈ ગયા.

કરૂણાનિધિએ એક જ ગારૂડીમંત્ર ઉચ્ચાર્યો :–

"बुज्झह ! बुज्झह ! बुज्झह ! ! !"

"બોધ પામ ! બોધ પામ ! બોધ પામ !"

આત્મામાંથી નીકળેલો સ્વર સર્પને કેમ ન સંભળાય?

નાગ સમજ્યો, ને ક્રોધ છોડી દીધો. દરમાં માથું કરીને નીચે રહી ગયો. લોકોએ પોત-પોતાની, વૃત્તિ અનુસાર ઉચિત કર્યું.

પણ....

હવે તેને ન કોઇનો દ્વેષ કરવો હતો. ન કોઇનો રાગ કરવો હતો.

ફકત અંતરનું ઝેર ઓકતો જ ગયો.

અહીંનો પ્રશ્ન પણ આવો જ લાક્ષણિક છે. એટલે મહર્ષિએ જવાબ આપ્યો કે :-

**ક્રોધ અને લોભ બે વિષ છે.**

કેટલાય દેહને નાશ કરનારા ઝેરના પ્યાલાને પ્રેમથી ગટગટાવી દે છે.

પણ....

**ક્રોધને ગટગટાવનારો કોક**
**વિરલો જ હશે!**

ઝેર પીનારનું શરીર સમયે ઠંડું પડે,

પણ....

**ક્રોધીની આંખો સદૈવ લોહીથી ઉભરાતી હોય!**

ઝેર પીનાર કદાચ શાંતિથી મરી શકે ખરો!

પણ...

**ક્રોધનો આવેગી એક ક્ષણ પણ શાંતિથી જીવી ન શકે!**

ઝેર પીનારાનું એક વખત મરણ હોય છે.

પણ....

**ક્રોધી ક્ષણે ક્ષણે મૃત્યુની વેદના અનુભવતો હોય છે.**

ઝેરને ગટગટાવી જનારો બીજાને શાંતિ આપી શકે ખારે!

પણ....

**ક્રોધથી સળગતો કોઇને પણ સળગાવ્યા વિના ન રહે!**

ઝેરથી મરી ગયેલા કેટલા?

અને

**ક્રોધના ભોગ બનેલા કેટલા?**

ક્રોધ કર્યા પછી તરત જ માએ દીકરાને દુગ્ધપાન કરાવ્યું. ભલે! અંતરનું હીર આપ્યું. પણ તે હીર ક્રોધના ઝેરથી મિશ્રિત છે અને પાંચ મિનિટમાં તે બાળક અંદરના ઝેરથી નાશ પામ્યો.

ક્રોધનું ઝેર એટલું બધું ભયંકર છે કે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

ઝેર પીનારને ભાન હોય છે કે 'હું ઝેરનું પાન કરી રહ્યો છું.'

પણ...

**ક્રોધ કરનારની તો વિચારશક્તિ જ નષ્ટ થઈ ગઈ હોય છે.**

ક્રોધી ક્રોધરૂપી વિષના આવેગમાં આત્મશક્તિને–જ્ઞાનને ખલાસ કરી નાંખે છે. પોતે શું કરી રહ્યો છે, તેનું ભાન પણ ભાગ્યેજ તેને હોય છે.

**ક્રોધનાં ઝેરમાં નાશકતાની સાથે માદકતા પણ છે.**

**માદકતા ભાન ભૂલાવે છે. નાશકતા**

**અત્યાચાર મચાવે છે.**

ક્રોધવિષની નાશકતા તેની માદકતા પર અવલંબિત છે.

સારીએ દુનિયાનો સંહાર પણ એક જ વ્યક્તિનું ક્રોધરૂપી વિષ કરી શકે છે, પરશુરામે સાત સાત વખત પૃથ્વીને નિઃક્ષત્રિય કરવાનો અત્યાચાર કયા ઝેરથી ફેલાવ્યો ?

માણસ દવાના ઝેરથી ગભરામણ અનુભવે છે.

પણ

ક્રોધની સાથે સદા પ્રેમ કરે છે.

દવાનાં ઝેર કરતાં ક્રોધનું ઝેર કેટલું ભયાનક છે. તેનો વિચાર પણ તે કરતો નથી!

**કદી ક્રોધના ઝેરને વિચારજો તો ખરા !**

લોભ પણ આવું જ ભયાનક વિષ છે.

પણ

તેની ઉગ્રતા જોવામાં આવતી નથી.

**ક્રોધરૂપી ઝેર જરા ધસપછાડા કરીને અસર કરે છે.**
**લોભ બેભાન કરીને અસર કરે છે.**

**બંનેની નાશકતા ભયંકર છે-એક સરખી જ ઉગ્ર છે.**

મમત્વ ભાવનાનું પરિબળ એટલું બધું હોય છે કે તેના નશાની કલ્પના થતાં તેનું ઝેર અસર કરવા માંડે છે.

લાખ રૂપિયા આવી જવાની શકયતા ઊભી થતા હૃદયના ધબકારા વધવા માંડે છે.

લોભથી સર્વનાશ થવાના દાખલા કોઇ પણ દેશ, સમાજ કે કાળ માટે નવા નથી.

પૈસાનો પ્રેમ જન્મ આપનારા માતાપિતાને પણ પટકાવી દે છે.

**લોભીદશા આત્મા માટે મહાન જોખમકારક છે.**
**સૌથી પ્રથમ લોભીને સંપત્તિ મેળવવામાં વ્યગ્ર થવું પડે.**
**તે મેળવ્યા પછી જાળવવામાં લાગવું પડે છે.**

જાળવી રાખીને શું કરવું ? એ પ્રશ્નનો જવાબ તો **તેની પાસે હોતો જ નથી.**

ખરેખર ! લોભી વિચાર કરતો જ નથી.

ખરૂં જોતાં વિચાર કરવાની કોઈ તક જ તેને મળતી નથી.

ધન,

સ્રી,

પુત્ર

કે

સંપત્તિ

મેળવવામાં તો તેને

તન, મનને

લગભગ હોમી દેવા જ પડે છે. અને તેથીયે વધુ ભયંકરતા તો ત્યારે જાગે કે જ્યારે તેના માટે

હિંસા,

અસત્ય,

ચોરી,

દુરાચારનો

તેને આશ્રય કરવો પડે છે.

ઈતિહાસનો કોઇ રાજવી એવો નહોતો કે જેની પાસે ખાવા પીવા નહોતું.

તો....

આક્રમણો કેમ કર્યાં ???

અનેક યુદ્ધો કેમ ???

કોણે સર્જી એ લોહીયાળ ક્રાંતિ ?

**લોહીની નદીઓ કેમ વહી?**

**માંસના પર્વતો કોણે ખડા કર્યા?**

**લાખો સૌભાગ્યવતીના તિલક કોણે ભૂંસ્યા?**

એક જ કારણ

**દુર્વાર રાજ્યલિપ્સા!**

**દુનિયાના માલિક બનવાની ભયંકર ઘેલછા!**

લોભના કાતિલ ઝેરે જ ગામોના ગામોનો, રાજ્યોના રાજ્યોનો સંહાર કર્યો છે અને કરે છે.

લોભને અને ક્રોધને આધીન થનારા કદિ અંતર્મુખ થઇ શકતા નથી.

**અંતર્મુખ થયા વિના કદીય માનવ માનવ તરીકે જીવી શકે તેમ બની શકે જ નહીં.**

દુનિયાના બધાય ધર્મોએ દેવોની વાત કરી હોવા છતાં સૌએ પરમાત્મતત્ત્વના સંરક્ષક, પ્રચારક કે પ્રબોધક તરીકે

**માનવનો દેહ જ અનુકૂળ માન્યો છે.**

માનવદેહનું આટલું બધું મૂલ્ય હોવાનું કારણ એક જ છે કે માનવ અંતર્મુખ થઈ શકે છે. ક્રોધના અને લોભના ઝેરને વમી શકે છે.

આજ ક્રોધ, લોભ આત્મસંપત્તિને અદૃશ્ય કરી રહ્યા છે.

સૂરીશ્વરે 'આદિ' શબ્દથી બીજા પણ આવા વિષનું

સૂચન કર્યું છે. પણ તે બધાય આ કક્ષાના જ છે.

બંને વિષો જ્યારે સંપૂર્ણ નષ્ટ થઈ જાય ત્યારે આત્માને આત્માનું જીવન મળે!

ભાવપ્રાણને નાશ કરનારૂં તમામ વિષ ઉતરી જાય

અને...

અને....

આત્માને પરમ આત્માનું એકીકરણ થઈ જાય!

[૩]

कि पीयूषम् ?

विवेकिता

અમૃત કયું ?

વિવેકિતા

ઝેરની વાત યાદ આવતાં અમૃતનું શરણ શોધવાનુ સહજ દિલ થઈ આવે છે.

'ભય' પેદા થતાં રક્ષણનો ખ્યાલ સાથે જ જન્મે છે. મૃત્યુ યાદ આવતાં જીવનને ટકાવી રાખવાની ઘુમરી મગજ પર પ્રભુત્વ જમાવી દે છે.

લોકોએ તેવી વસ્તુની કલ્પના પણ કરી રાખી છે.

પુરાણમાં એક વાત આવે છે કે 'દેવ અને દાનવોએ એકવાર સમુદ્ર મંથન કર્યું.' મંથન કરતાં અમૃત નીકળ્યું અને પ્રપંચ કરીને દેવોએ તે લઇ લીધું, ને તેનું પાન કરીને દેવો અમર થઇ ગયા.

આમ આવી અવનવી કલ્પનાઓ વિશ્વસાહિત્યમાં અંકાયેલી છે.

## સાહિત્ય એક પ્રવૃત્તિ છે.

**તે કદી ન ભૂલવું કે પ્રવૃત્તિ માત્ર વૃત્તિનો વિકાસ છે.**

જિજીવિષાનો તીવ્ર અભિલાષ કે મરણનો અનિવાર્ય ભય સાહિત્ય પ્રવૃત્તિમાં આ અમૃતની કલ્પનારૂપે કંડારિત થયો છે.

પણ....

આવું કોઇ અમૃત કદી હોઇ શકે નહીં કે જે 'માનવી'ને એકને એક દેહમાં શાશ્વતકાલ ટકાવી શકે!

**શાશ્વતકાલ એક દેહમાં ટકી રહેવાતું હોત તો જગતમાં કોઈ ધર્મની કે ધર્મોપદેશકનાં અસ્તિત્વની જરૂર સ્વીકારાઈ ન હોત!**

ધર્મની જરૂરિયાત જ સિદ્ધ કરે છે કે **શાશ્વત દેહધરિતા એટલે કોરી કલ્પના!**

અહીં કોઇ આવો મિથ્યા પ્રશ્ન પૂછવામાં નથી આવ્યો, પ્રશ્ન અમૃત માટે છે.

પણ

તે અમૃત

એટલે શાશ્વત દેહધારિતા બક્ષનાર નહીં પણ દેહમાંથી મુક્ત કરીને શાશ્વતકાલ આત્મસ્વરૂપમાં સ્થિર કરનાર કોઈ દિવ્યશક્તિ !

માટેજ મહર્ષિનો જવાબ છે કે:–

"વિવેકિતા"

વિવેક–પૃથક્કરણ જુદું કરવું

૧ સુખ અને દુઃખનું પૃથક્કરણ !

૨ સત્ય અને અસત્યનું પૃથક્કરણ !

૩ ઊપાદેય અને અનુપાદેયનું પૃથક્કરણ !

૪ કરણીય અને અકરણીયનું પૃથક્કરણ !

૫ આત્મા અને દેહનું પૃથક્કરણ !

આટલા પૃથક્કરણો થાય એટલે 'અમૃત'નો ઝરો વહ્યા વિના રહે નહીં !

આત્માના પ્રત્યેક પ્રદેશમાં આનંદની ઉર્મિ વહેવા માંડે !

સુખ અને દુઃખનું પૃથક્કરણ કરી શકીએ તો તરત સમજાય કે:–

સુખ અંતરમાં છે.

દુઃખ જગતમાં છે.

જગતથી સુખ ન મેળવાય.

અંતરથી કદી દુઃખ ન પ્રાપ્ત થાય.

આ પૃથક્કરણ જગતને તૃણ સમજી છોડી દેવાની તાકાત આપે,

ઘોર ઉપસર્ગોમાં વચ્ચે મહામુનિઓને મસ્ત રહેવાની અનોખી શક્તિ આપે!

સત્ય અને અસત્યનો તફાવત જણાય એટલે

**'આત્મામાં શાશ્વતનો પ્રેમ જાગે!**
**ક્ષણિકનો રોષ જાગે!**

આ બધા પૃથક્કરણો જ એક દિવ્યશક્તિનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે.

ભોગી, મૃત્યુની વાત આવતાં હેરાન હેરાન થઈ જાય છે

ત્યારે....

'મૃત્યુ' આત્મા અને ભૌતિકશરીરના વિયોગથી વધુ કશું જ નથી!

જેને આત્મામાં ભરેલા અખૂટખજાના જોવા છે, તે કદી ય ભૌતિકમૃત્યુથી ગભરાતો નથી. તેને તો દેહની હદ વિનાનું જીવન જીવવું છે.

પાણીના તરંગો પાસેથી સ્થિરતાની–શાશ્વતતાની આપેક્ષા કદી કરી ન શકાય.

આ જ્ઞાન દૃઢ થાય એટલે ઇન્દ્રિયોની લોલુપતા, ક્રોધ, માન, માયા, લોભની પરંપરા અસ્ત થવા માંડે.

અને વિવેક અમૃતના શાશ્વત જીવનની પ્રાપ્તિ થઈ જાય.



## પ્રકરણ : ૪

કિં દૈન્યં ? ધર્મહીનત્વં,

કા ભૂતિઃ ? ધર્મવાસના

કો મહાન્ ? સદ્ગુણૈર્જ્યેષ્ઠઃ,

કો લઘુઃ ? પરનિંદકઃ ॥ ૪ ॥

ગરીબાઇ શું ?

ધર્મનો અભાવ.

પ્રશ્નકારે પ્રશ્ન કર્યો કે ગરીબાઈ શું ?

જવાબ આપ્યો કે, ધર્મનો અભાવ

જવાબ અને સવાલ સાંભળીને કંઇક મૂંઝવણ થાય તે બનવા જોગ છે.

આપણે જાણીએ છીએ

અને

માનીએ છીએ કે દરિદ્રતા એટલે પૈસાનો અભાવ તેનું

કારણ....

તેના વિના કોઇ પણ ઇચ્છા સફળ ન થાય.

અરે !

વસુ વિના નર પશુ !

તેના વિના ખાવાનું ન મળે !

ન પીવાનું મળે !

ન રહેવાનું મળે !

પણ....

જરાક થોભો !

વિચાર કરો !

શું આજ ગરીબાઇ છે?

આ ગરીબાઇ કહેવાય તો પણ,

માનવજીવનમાં દુષણરૂપ છે?

કે

ભૂષણરૂપ છે?

ધન કરતાં પણ અધિક શ્રીમંતાઇ તમે કદી ક્યાંય જોઈ છે?

લક્ષાધિપતિ એક સામાન્ય ભિખારી સ્ત્રીનાં ચરણમાં હાથ જોડીને શા માટે પડે છે?

ઇચ્છાને ભોગપિપાસાને આધીન થનારાને સદાય ઝૂકવું જ પડે છે

આ ઝુકવાની ક્રિયા જોઇને આપણું મન અને તન અંને ટેવાઈ ગયા છે.

મન અને તનને આમ ઝૂકી પડવામાં કશું જ આશ્ચર્ય-જનક લાગતું નથી.

ક્યાંથી લાગે?

લાખોના ખજાનાનો હું માલિક છું. તેમ ન સમજાય. ત્યાં સુધી લક્ષધિપતિપણાનું ગૌરવ ક્યાથી પેદા થાય?

**સંતોષરૂપી અખૂટ સંપત્તિનો હું માલિક છું.**

તેમ ન સમજાયું હોવાથી ગૌરવ પેદા નથી થયું.

**હું પરમ સંતોષ સ્વરૂપ છું !**

**ક્રોધ-માન-માયા-લોભથી પર છું !**

**આમ ન સમજાય-અનુભવાય તેનું નામ જ હીનતા-પામરતા છે.**

'સ્વ' ને નહીં ઓળખનાર જેવો દીન છે.

તેવો દીન કદી કોઈ હોઈ શકે નહીં !

ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ !

વત્થુસહાવો ધમ્મો !

**આત્માનો નિર્વિકાર સ્વભાવ તે જ આત્મધર્મ**

જ્યાં સુધી આ દશાનો અનુભવ ન થાય ત્યાં સુધી હીનતા છે.

માટે જ દીર્ઘદૃષ્ટિ મહર્ષિએ અંતિમ સત્ય ઉચ્ચાર્યું કે :—

**હીનતા એટલે ધનનો નહીં,**

**રાજ્યનો નહીં,**

**સત્તાનો નહીં**

પણ....

**પોતાના સ્વભાવનો-ધર્મનો-આત્મગુણોનો અભાવ !**

આત્મગુણોની અનુભવશૂન્યદશા તે જ હીનતા !

[૨]

का : भूति ?

ધર્મવાસના

વૈભવ કયો ?

## ધર્મવાસના

**Aristatal** માનવીની વ્યાખ્યા કરતાં માનવીને સામાજિક પ્રાણી ગણાવે છે. તેની વ્યાખ્યાની મૌલિકતા કે અમૌલિકતાનો વિચાર બાજુ પર રાખીએ તો પણ એટલું તો કબૂલવું જ પડશે કે માનવની અંદરની સહવાસની તીવ્ર લાગણી ઉભરાયા જ કરતી હોય છે.

આજ લાગણીની પોષક તેમજ વિકાસક બીજી કેટલીક લાગણીઓ છે.

'આકર્ષક' દેખાવાની લાગણી પણ તેમાંની જ એક લાગણી છે.

જંગલમાં ફરતો માનવ પણ મૃગચર્મથી પોતાના દેહને આકર્ષક બનાવતો.

આજે તે ઢંગ જુદી રીતે વિકસ્યો છે. છતાં તે લાગણીના પરિબળ તો તેવાને તેવા છે. પ્રબળ બન્યા છે પણ પોચાં નથી થયાં.

આકર્ષણુ જન્માવાની લાગણી દેહ પૂરતી મર્યાદિત

ન રહેતાં, રહેઠાણથી માંડીને જીવન જરૂરિયાતના દરેક ક્ષેત્રમાં પ્રવેશી.

**આ પ્રવેશનેજ વૈભવ કે ઐશ્વર્ય કહેવામાં આવે છે.**

પગના રક્ષણ માટે ચામડું પગે લગાડી દઈએ તોય ચાલે.

પણ

અન્યનું આકર્ષણ કરવું હોય તો નવી-નવી તરહ-તરહની કારીગિરી વિના ચાલેજ નહીં.

**આકર્ષકતા જન્માવે તેવી રીતે જરૂરિયાતની કે બીન જરૂરિયાતની વસ્તુનું આયોજન તે જ વૈભવ ઐશ્વર્ય છે.**

બેસવા માટે પથ્થરનો ટુકડો પણ પર્યાપ્ત છે.

પણ....

નકશીથી કોરી કાઢેલી હાથીદાંતની ખુરશી વૈભવના આકર્ષણ માટે પ્રર્યાપ્ત જ થાય તેવું ન બને.

હીરા, માણેકથી મઢેલી સોનાની ખુરશી તેના કરતાં પણ વધી જાય.

માનવે આવા આવા વૈભવ પ્રત્યેક ક્ષેત્રમાં ઉપજાવી કાઢયા છે.

અન્ય માનવીનું ધ્યાન શીઘ્રતાથી ખેંચાય તે માટે તો જાહેરાતના વિષય પર તત્ત્વજ્ઞાન કરતાં પણ ઘણું ઊંડું ચિંતન થવા પામ્યું છે.

કોઈ અણુઝ શિષ્યે આ બધા વૈભવોને નિહાળીને સૂરિવર્યને પ્રશ્ન પૂછયો; **'ખરેખરો વૈભવ કયો ?'**

'આ બધા વૈભવોમાંથી સર્વોત્તમ વૈભવ કયો ?'

સૂરિદેવે એક વેધકદૃષ્ટિ 'દોડાવીને જવાબ આપ્યો.

ઉંડા રહસ્યનો વિસ્ફોટ કર્યો.

જો કે એમના પ્રશ્નનો જવાબ તો સામાન્ય જ લાગે છે. **તેઓ જણાવે છે કે, 'ધર્મવાસના' એ જ ગૈભવ છે.'**

તેમનો એક જવાબ ને તેની પાછળ રહેલા અનેક પ્રશ્નો પછી સમજાશે.

તેમના એક જવાબમાં હજારો પ્રશ્નોનો ગર્ભિત જવાબ છે.

તેઓ પૂછે છે કે :-

સારી દુનિયાના બધા જ વૈભવ ઐશ્વર્યને તમારી નાની કોટડીમાં લાવી દો.

કાશ્મીરના ગલીચા તમારી કોટડીમાં પાથરો !

મોડર્ન ટાઈપના પરદાથી તમારાં બારી-બારણા શોભાવો !

સારાય ઓરડાને આલમની અજાયબીથી ભરી દો !

પણ....

માત્ર....

તમે....

ઓરડાના માલિક

નિશ્ચેતન થઇ જાવ !

પછી....

તે વૈભવ કેવો દીપી ઉઠે છે ?

**ચૈતન્ય વિહિન શબ માટે દુનિયાનો વૈભવ એ વૈભવ છે ખરો ?**

ચૈતન્ય સહિત ભલે રહો !

પણ....

તમારા ઓરડાના રાચ–રચીલાને જોતી આંખોનું તેજ ચાલ્યું જાય ! આંખ વિના તમારા વૈભવની કોઇ કિંમત ખરી ?

ચૈતન્ય વિના દુનિયાની પણ કિંમત નથી તો આવા વૈભવની કોણ કિંમત આંકશે ?

તેઓ આગળ પૂછે છે કે –

'હે ચેતનાવંત !

દુનિયાના વૈભવને તો તું આંખે નિહાળે છે

પણ....

પાંચ મિનિટ આંખ બંધ કરીને અંતરને તું કદી નિહાળે છે ?'

**'જે વૈભવને તું આંખથી નિહાળે છે**
**જેની કિંમત તું સમગ્ર વૈભવથી અધિક માને છે.**
**તે આંખનો વૈભવ કોના પર છે ?**
**ચૈતન્યની એક ઝલક પર જ ને !**

આવા ચૈતન્યથી ઉછળી રહેલ આત્માના વૈભવની તેં કદીય કલ્પના કરી છે ?'

આ વૈભવશૂન્ય આત્મા ચેતન કહેવાતો હોય તો પણ અચેતન જેવો જ છે.

આત્મવૈભવથી રહિત મનુષ્યની આંખો ચારે બાજુ ફરી રહી હોય, સુંદર અને સુડોળ હોવા છતાં....

તેમાં

લંપટતા,

કામુકતા,

નિર્લજ્જતા વગેરે

વિચિત્રતા ડોકિયાં કર્યા જ કરવાની !

બહારના સુંદર રાચ-રચીલાને રૂપ-રંગને જોશો કે તરત જ મન તેને મારૂં બનાવવાની ચેષ્ટા કરશે.

કદાચ.

મારૂં બનાવવામાં અસફળ રહેશે તો તે સૌંદર્યનો વિનાશ કર્યા વિના પણ અટકશે નહીં.

ઝવેરીની દુકાનમાં ઝવેરાતનો કેટલો મનોહર વૈભવ છે.

ત્યાં જઈને જોવામાટે કોઈ મૂલ્ય ચૂકવવું પડતું નથી!

છતાં....

તેમાંનો એક ટુકડો પણ પોતાની મઠુલીમાં આવી જાય તો માનવ પોતાને વૈભવશાળી માને છે.

આખરે,

એક જ ફલિત થાય છે

**કે, 'આવા વૈભવ અને વિલાસ એ મારાપણાની મલીનવાસનાના જ પોષક કે સંરક્ષક બની રહે છે.'**

પોતાનાં રાજભવનમાં મયૂરાસન લાવવા માટે નાદિરશાહે હજારોના લોહીની નદીઓ વહેવડાવી.

પણ.... પછી... શું ખરેખર

આનંદ આવ્યો ?

ના.... કદી ન જ આવી શકે.

માટે જ....

આ બધા પ્રશ્નોનો

એક જ જવાબ છે કે, 'સાચો વૈભવ ધર્મની વાસના–ભાવના
જ છે.' સંતોષ પ્રગટે
એટલે
સારી દુનિયાનું સ્વામિત્વ
પ્રાપ્ત થાય.

સારી દુનિયાના વૈભવની એકહથ્થુ સત્તા સંતોષી મેળવી શકે છે.

બાકીનાએ તો માત્ર તે વૈભવની વ્યવસ્થા જ કરવાની હોય છે. માટે જ સંતોષરૂપ ધર્મવાસના એ જ સાચો વૈભવ છે.

ક્ષમા,
નમ્રતા,
સરલતા,
સંતોષ એ ધર્મમાર્ગના મહાન
પાયા છે.

'જેનાં જીવનમાં આ ચાર પાયા વસી ગયા છે.'

'તેનું જીવન વૈભવયુક્ત બની જાય છે.'

'તેની વાણીમાંથી દયાનું મધુર સંગીત પ્રગટે છે.'

'આંખમાંથી નિષ્કામ કરૂણાનું કલકલતું મધુર ઝરણું
વહેવા માંડે છે.'

હૃદયમાં ક્યાં તો નિષ્કામ વેદનાનું પૂર હોય છે.

કાંતો અવિનશ્વર વૈભવનો અદૃશ્ય ઝગમગાટ ભર્યો હોય છે.

તેની કાયામાં પરાર્થરમણતા નૃત્ય કરતી હોય છે.

**આ વૈભવથી અધિક વૈભવ કયો હોઈ શકે છે !!!**

પાવડરની ધોળાશ ઉછીની લઈને મોઢા પર મઢનારના વૈભવમાં કેટલી દીનતા છે.

હોઠની લાલી માટે લીપ્સ્ટીકના લપેડા કરનારમાં વૈભવ માટે કેટલી ક્ષુદ્રતા હોય છે,

વસ્ત્રોની રોનક અને ઘરેણાંની કિંમતથી પોતાની રોનક અને કિંમત વધારનારમાં કેટલી ભ્રામક માન્યતા છે!!!

આવા વૈભવથી કદી કોઇ આકર્ષાયું નથી.

હા,

આવા વૈભવોએ આક્રમણો ચોક્કસ કરાવ્યા છે.

**તન....**

**અને**

**ધનનો નાશ.**

**અને........**

**અને....**

**અપવિત્રતાને તો ચોક્કસ આમંત્ર્યા છે**

હજારો રાગીઓ

અને

વૈભવશાલીઓને કોઇ

યાદ કરતું નથી.

પણ....

**આંતર વૈભવથી યુક્ત તીર્થંકરો**

**મહામુનિઓ,**

**અને**

**સત્વશાલીના આત્મવૈભવથી આજે પણ દુનિયા એટલી જ આકર્ષાઈ રહી છે.**

અને

અને....

**આકર્ષાઈ રહેવાની છે !!!**

[૩]

को महान्

सद्गुणैर्ज्यैष्ठः

**મોટું કોણ ?**

**સદ્‌ગુણો થકી મહાન !**

'દેખાવા' અને 'હોવામાં' આકાશ પાતાળનું અંતર

ભર્યું પડ્યું છે.

સોનું જેવું પીળું દેખાય એટલા માત્રથી સોનું ન હોય.

એટલે જ....

આંગ્લભાષામાં એક લોકસત્ય ઉચ્ચારાયું છે કે, **'All that glitters is not gold'** ઉજળું એટલું સોનું નહીં.

ગુજરાતી ભાષામાં કહેવાયું કે **'ધોળું એટલું દુધ નહીં.'**

મૌલિક અને અમૌલિક વસ્તુનો તફાવત ઘણી વખત ખૂબ ગંભીર બની જાય છે.

તેવા સમયે કોઇ નિર્ણાયક પ્રમાણની અપેક્ષા પેદા થાય છે.

મૌલિક–શુદ્ધ દૂધને ઓળખવા દૂધ–માપકયંત્રથી માપવું પડે છે!

અમૌલિકતાએ મૌલિકતા પર એક ધાર્યું આક્રમણ કર્યા જ કર્યું છે....

અને કર્યા કરશે.

**જયાં સુધી આ આક્રમણ રહેશે ત્યાં સુધી તેનું નિરાકરણ કર્યે જ છૂટકો!**

શિષ્યે પ્રશ્ન પૂછયો છે કેઃ–

'મોટું'-કોણ ?'

મોટાની જાણ તો તેને છે.

પણ....

પરખ નથી !

સોનું જાણવું તે જુદી વાત.

અને

પારખવું તે જુદી વાત !

તેના માટે

કષ,

છેદ

અને

તાપ

અનિવાર્ય જોઇએ.

અહીં પણ તે ખ્યાલ રાખીને જ જવાબ આપવામાં આવ્યો છે.

મહર્ષિએ જણાવ્યું છે કેઃ—

**'જે સદ્‌ગુણોથી મહાન છે તે જ મહાન છે.'**

મહાન પદવી મેળવનાર ઘણા હશે !

દાની

અને વીરતાના પ્રમાણપત્રોનો થોકડો કેટલાયે

એકઠો કર્યો હશે !

કાગળ ઉપર નહીં

પણ...

પથ્થર પર શિલાલેખો દ્વારા

તેમનાં નામો કદાચ સુવર્ણ અક્ષરે અંકાયા હશે !!!

સામાન્ય ખુરશીને નહીં

પણ

અંતિમકક્ષાની ખુરશીને

શોભાવતા હશે !

એક નહીં પણ....અનેક પ્રશસ્તિકાર તેમની પેટ ભરી ભરીને પ્રશંસા કરતાં હશે !

પણ....

**આટલા માત્રથી જ કોઈ મહાન છે તેવો નિર્ણય કરી લેશો નહીં.**

'મહાન' કદીક એવો પણ મળી આવશે કે જેનું નામ પણ કોઈ જાણતું નહીં હોય !

'મહાન' કદીક એવો પણ હશે કે તેની પાસે સત્તાનું સિંહાસન તો શું પણ નાની સરખીય ખુરશીય નહીં હોય !

'મહાન' કદીક એવો પણ હશે કે જેને જગત મૂર્ખ કે નકકામા તરીકે ઓળખતું હશે !

પણ....

**પારખું કરવામાં કદી ભૂલા ન પડશો !**

**સત્તાના સિંહાસન પર બેઠેલાનું સિંહાસન નહીં**

પણ....

**હૃદયનું આસન જોજો.**

ત્યાં કેટલા ગુણો આવીને બેઠા છે.

તે પછી જ

તેની મહાત્તાનો નિર્ણય કરજો !

**સિંહાસન જોઈને મુગ્ધ ન થશો, હૃદયને જોવા જેટલો વિવેક બાકી રહેવા દેજો.**

જો સાચા મહાનનું કામ હોય તો પરીક્ષામાં ઉતરજો !

પિત્તળને સોના તરીકે વેચવાનું સૌને પાલવે તેવું છે.

પિત્તળને સોના તરીકે જાહેર કરવા માટે કોઈને પણ કંઈ પરિશ્રમ ઉઠાવવો નથી પડતો.

પાગલ પણ પિત્તળને સોનું કહી શકે છે.

સોનાની પરીક્ષામાં ધૈર્ય રાખવું પડે છે.

સહન કરવું પડે છે.

સોનાના અર્થીમાં ધૈર્ય જોઇએ.

પરીક્ષા સુધી પહોંચવાનું !

કષ છેદ અને તાપ દરમ્યાન ઉઠાવવા પડતાં કષ્ટને સહન કરવાની તૈયારી હોય તો જ સત્ય સુવર્ણની પ્રાપ્તિનો આનંદ માણી શકાય.

**મહાનની પરીક્ષા માટે**

**પરિશ્રમ**

**ધૈર્ય**

**અને**

**સહનશીલતાની જરૂર છે.**

તેથી કોઈ પણ રોનક પરથી 'મહાન' છે, તેવો નિર્ણય લેશો નહીં

પણ....

મહત્તાને જગાડનાર સાચી ભવ્યતા તરફ જોજો !

**સ્વગુણોથી જ મહત્તા મેળવી શકાય છે. તે કદીયે ભૂલશો નહીં.**

ધનને ભેગું કરવાથી શ્રીમંતાઈ મળી શકશે ?

પણ....

મહત્તા નહીં મળે

કારણ ?

ત્યાં આંખ આંજી નાંખે તેવી રોનક

હોવા છતાં

પણ....

સદ્‌ગુણરૂપી ભવ્યતાનો એક કણિયો
પણ નથી.

દાન કરનાર દાતાઓ તેમના જમાનાના બેજોડ શ્રીમંત જ હતાં તેવું નથી.

તેમની પાસે શ્રીમંતાઇ ન હતી છતાંય દાનના સદ્‌ગુણે જગાવેલી મહત્તા જરૂર હતી.

**સાચા સાધુઓ કે વિરાગીઓ પાસે સત્તાનું કોઈ સિંહાસન નથી હોતું. તેથી કદીયે ત્યાં ભભક દેખાતી નથી.**

છતાં

**અનર્ગલ મહત્તાના ફુવારાઓ ત્યાંથી જ ચોમેરના વાતાવરણને શીતલ બનાવવા ઉછળી રહ્યા હોય છે.**

હાથમાં ચપ્પુ, છરી, બંદૂક કે બોંબ હોય તેનામાં રૂઆબ દેખાશે, હજારો તેની કાકલૂદી કરતાં જણાશે. છતાંય 'મહત્તાનું નામ નિશાન ત્યાં મળવું મુશ્કેલ છે.

ક્ષમાના બખ્તરને ધારણ કરતાં કોઇ અલખયોગીની પાસે શસ્ત્ર નહીં હોય, તેથી દાબ કે પ્રભાવ પ્રથમદ્રષ્ટિએ ગોચર નહીં થાય પણ તેની મહત્તાને નિહાળશો, પારખશો,

ત્યારે....

એક

અપૂર્વતા પ્રગટિત થયા વિના નહીં રહે!

**સદ્‌ગુણો તેજ કહેવાય કે :–**

**જ્યાં ભભક નહીં પણ ભવ્યતા પ્રગટ થતી હોય!**

**આકર્ષણ નહીં પણ એકાત્મતા અનુભવાતી હોય!**

**જ્યાં આક્રમકતા નહીં પણ પરાક્રમતા હોય!**

'આક્રમકતા એટલે બહિર્મુખ હલ્લો !'

'પરાક્રમતા એટલે બહિર્મુખ હલ્લાનો લીલામાત્રથી પરાભવ !'

**આક્રમણ પરનાં સુખને ઝુંટવે છે!**

**પરાક્રમ પરનાં દુઃખને ઝુંટવે છે!**

**આવા પરાક્રમીઓમાં જ સદ્‌ગુણો હોય અને તેજ સાચા મહાન છે!!!**

[૪]

**को लघु :**

**परनिन्दक :**

**કોણ લઘુ–નાનું ?**

**પારકી નિંદા કરનાર!**

ઓરડી બંધ કરીને બેઠા હોય તેને બહારના અવાજની શી પરવા હોય ?

બહારનો અત્યંત ઘોંઘાટ પણ Sound Prooff દિવાલોની અંદર બેઠેલાને શું કરી શકે ?

માનવીનું પણ કંઇક આવું જ છે. એને કેટલાય દ્વારોને Sound Prooff બનાવીને બંધ જ રાખ્યા છે. પરિણામે એક ભેદક, વિભાજક રેખા ઉપસી આવે છે.

**'દેખતાને ને આંધળાને જુદા કરતી'**

'લઘુ' શબ્દ સૌની જીભ પર છે.

પણ....

ભાગ્યે જ કોઈનાં મન પર પહોંચ્યો છે!

Sound Prooff દિવાલોના દરવાજા ખુલે નહીં ત્યાં સુધી તે શબ્દ કેવી રીતે સમજાય ?

'લઘુ' એટલે 'હલકું.'

આવું જ આપણે માની બેઠા છીએ પણ....

'લઘુ' શબ્દની મહત્તા—અર્થ ગાંભીર્યતા સુધી આપણે પહોંચી શક્યા નથી.

**'લઘુ'નો સાચો અર્થ પણ જાણવાની જરૂર છે.'**

અર્થને જાણવાની મુસીબતમાં પડતાં પહેલાં પૂજ્યશ્રીના જવાબને સમજીએ.

જવાબ સમજાશે તો 'લઘુ' નો અર્થ પણ સમજાઇ જશે !

સૂરિજી ફરમાવે છે કે 'પર નિંદા કરનારો જ લઘુ છે.'

શું નિંદા કરનારો આ દુનિયામાં કોઇ ગુરૂ–જાડો નથી ?

અને

જાડો નિંદા કરતા શું લઘુ પતલો થઇ જાય છે ?

અને

પતલો નિંદા કરતાં શું હવામાં ઉડવા માંડે છે ?

આવા અનેક પ્રશ્નો આપણે સૂરિજીની પાસે ઉપસ્થિત કરી શકીશું.

પણ...

તેટલા માત્રથી વાસ્તવિકતાનો તાગ નહીં પામી શકાય

## 'પહેલાં પરનિંદાને સમજો'

નિંદા કરનારો પણ એટલું તો જાણતો જ હોય છે કે નિંદા કરવી ખરાબ છે.

ત્યારે તે શા માટે નિંદા કરે છે ?

તેની પાસે આના માટે એક તર્ક છે. એ પૂછે છે કે, 'શું દુર્ગુણો હોવા છતાં ન બોલવાં ?

દેખાય છતાં પણ ન જોવા ?'

આવા પ્રશ્ન કરનારને મુક્ત મને કહેજો;

'ભાઇ !

નિંદા કરવાની ના જ કોણ પાડે છે ?
બોલો ! ખૂબ દુર્ગુણો બોલો ?
ન હોય છતાં પણ શોધી કાઢો ?
ન હોય છતાં પણ જરૂર બોલો ?

કોઈ સાંભળતું ન હોય તો રસ્તાપર જઇને પણ બૂમ પાડો ! કોઈની પાસે જઇને પણ નિંદા કરો !'

**નિંદા કરવાનો વિરોધ કરવાનું સૂરિજીએ જણાવ્યું જ નથી.**

તેઓએ તો જણાવ્યું છે કે '**પરની નિંદા ન કરો. તમારી નિંદા તો પ્રતિક્ષણ કરતા જ રહો.**'

તમારા દુર્ગુણો જોવા ન મલતા હોય તો કોઈની પાસે જઈને જોતાં શીખી આવો.

કદાચ ખૂબ પ્રયત્ન કરવા છતાં પણ ન દેખાય તો પણ એમ જ વિચારો કે, '**મારી પાસે મારા દુર્ગુણો જોવાની આંખ ખલાસ થઈ ગઈ છે.** માટે મને ન દેખાય છતાં પણ મારે મારી નિંદા તો કરવી જ જોઇએ.'

'કોઇને સાંભળવાનું મન હોય કે ન હોય પણ મારે તો મારા દુર્ગુણો બોલવા જ.'

રસ્તા પર ચાલતાં એકલો માણસ મસ્તીમાં આવી

જઇને ગાયન નથી ગાતો ? કોણ તેનું ગાયન સાંભળે છે ?

છતાંય....

મસ્તીમાં આવેલો તો ગાવાનો જ !

તેવી રીતે તમે પણ તમારી નિંદા કરવાની મસ્તીમાં આવી જાવ તો તમને તેમ કરવાની છૂટ છે.

શાસ્ત્રમાં તો દરેક ક્રિયામાં 'अप्पाणं निंदामि गरिहामि' ની ભાવનાને ઠાંસી ઠાંસીને ભરી દેવામાં આવી છે. પણ આપણને તો 'પર' જ– 'બીજો' જ દુર્ગુણોનું સ્થાન દેખાય છે.

'બીજાનામાં દુર્ગુણો હોવા છતાં કેમ ન બોલવા ?' દુર્ગુણીની નિંદા કરવામાં, પાપીને પાપી કહેવામાં શું વાંધો ?' આવા સવાલ પૂછનાર કેટલા અજ્ઞાની છે ! કેટલા આત્મ-વંચક ક્ષુદ્ર છે !

**આ પ્રશ્નો પાછળનું માનસ એક વસ્તુ તો અવશ્ય દર્શાવે જ છે કે :–**

**'પ્રશ્ન કરનાર આત્મા કે કર્મ બેમાંથી કોઇને સમજ્યો નથી !'**

કદાચ

**આત્મા કે કર્મની વાતો તે અવશ્ય કરતો હશે !**

પણ....

**તેને તે વિષયનો જ્ઞાની ન કહેશો.**

પણ...

**તે વિષયની તેને 'ટેપરેકોર્ડ' માની લેવામાં કોઈ વાંધો નથી.**

આત્માની પર વિશ્વાસ રાખનારો,
પોતાની જાતને જાણનારો,
કદી
બીજાના દુર્ગુણો જોઇ શકે ખરો ?"
જેને આત્માની પવિત્રતાનો ખ્યાલ હોય,
જીવનનું બહુમાન હોય,
તેને સામેની વ્યક્તિમાં ચૈતન્ય દેખાય,
કે,
દુર્ગુણો દેખાય ?

**'આત્મા' પરનો સાચો વિશ્વાસ આવે ત્યારે પ્રત્યેક વ્યક્તિમાં દેહથી ભિન્ન દુર્ગુણોથી જુદું એવું એક ચૈતન્ય દેખાવા માંડે !**

આત્મશ્રદ્ધાળુ એમ વિચારે કે હીરો વિષ્ટામાં પડી ગયો. તેથી 'હીરા'ના તેજમાં શું ઘટાડો થયો ? હીરાની કિંમત

**શું ઓછી થઇ ? તેવી જ રીતે કોઈ આત્મા દોષવાળો હોય તો પણ શું તે આત્મા નથી ?**

વિષ્ટાના ઢગમાં હીરો જુએ તોય ઝવેરી ગ્રહણ કરી લે. પણ મૂર્ખને તો હીરો મલે તો પણ કાચ સમજે ! વિષ્ટામાં પાછો નાંખે !

બીજી વ્યકિતમાં દોષ દેખાય ત્યારે એમ સમજવું જ રહે છે કે હીરા તરફ નજર ગઇ નથી પણ વિષ્ટા તરફ જ નજર ગઇ છે

**વિષ્ટા તરફ નજર જાય, ત્યાં સ્થિર થાય તેથી પણ આગળ વધીને તે દુર્ગુણના ગંદવાડને જીભ ઉપર લવાય તો તે સમજવું પડે કે મનુષ્યના રૂપમાં તે કોઈ ભૂંડ છે.**

જે મનુષ્યને પોતાની જ વિષ્ટા તરફ આટલી બધી સૂગ હોય તે મનુષ્ય અન્યના દુર્ગુણરૂપી વિષ્ટા ચૂંથે તો તે મનુષ્ય કેવી રીતે કહેવાય ? મનુષ્ય હોય તો પણ તે ભૂંડ-સુવરથી વિકસિત નથી ?

**આત્માને જાણનારો,**

**આત્માની શ્રદ્ધા કરનારો,**

**તો, દુર્ગુણોથી દૂર,**

**અલિપ્ત એવા આત્માને જ**

**બીજી વ્યકિતમાં નિહાળે છે !**

કર્મને માનનારા જાણે છે કે કર્મની પરાધીનતા કુટિલ છે!

મહાન સાત્વિક આત્માઓ પણ એક વખત કર્મના જોરે ક્ષુદ્ર દશામાં હતા.

દુર્ગુણો તો એક આવરણ છે.

કાળા આવરણની પાછળ ધોળી વસ્તુ હોય તો આપણને ન ખપે એવો આગ્રહ કર્મના જાણકારને ન હોય!

તેથી જ કર્મના જાણકાર આવરણની ભયંકર કાળાશને ભેદીને

પણ,

શ્વેત,

સદ્ગુણથી પૂર્ણ એવા

આત્માને જ બીજી વ્યક્તિમાં નિહાળે છે.

**તે કદીય બનવા જોગ નથી**

**કે**

**આત્મજ્ઞાની,**

**કર્મજ્ઞાની,**

**દુર્ગુણી એવી પરવ્યક્તિના દુર્ગુણનો નિંદક હોય!**

કર્મ અને આત્માનું જ્ઞાન તો કદાચ તાત્વિક સૂક્ષ્મતાથી ભર્યું છે. તેમ કહીને અજ્ઞાનપણાથી પરનિંદક પોતાની દયા જન્માવીને ગુન્હામાંથી

દૂર જવા પ્રયત્ન કરે.

પણ....

બીજાની દયા પર જીવતો તે પરનિંદક સમજી નથી શકતો કે તે પોતે જ પોતાની પર દયા કરે તે જ ઇચ્છવા યોગ્ય છે.

**'મને કર્મ અને આત્માનું જ્ઞાન નથી તેથી મારાથી પરનિંદા થઈ જાય છે' તેમ બચાવ કરનારો પણ એ ભૂલી જાય છે કે તેને પોતાનું જ્ઞાન તો છે જ ને ?**

સવારથી સાંજ સુધી પોતે કરેલા એક પણ દુર્ગુણને તે પરનિંદક યાદ કરતો હોય છે ખરો !

શું પોતાના દુર્ગુણો પણ પોતે નથી જાણતો ?

કદાચ કોઇ ડાહ્યો માણસ આવો બચાવ કરનારને પોતાના દુર્ગુણ બતાવશે તો પણ તે માન્ય કરશે ખરો ?

**'બીજાના દુર્ગુણો હોય તો તે ટીકાને પાત્ર છે. તેની ટીકા કરવાનો પોતાને હક્ક છે. એમ માને છે.**

પણ....

ઢાલની બીજી બાજુનો તે વિચાર કરે છે ખરો ?

**'હું પણ બીજાની દષ્ટિએ પર છું' ! ! !**

મારા દુર્ગુણોની ટીકા કરવાનો આ બધાને અધિકાર

છે. તે વિષે તે કદીયે ખ્યાલ કરે છે?

પરની નિંદા કરનારો સો, પાંચસો કે હજારોની નિંદા કરી શકશે.

પણ....

**'બીજાના દુર્ગુણોની ટીકા કરવી એ યોગ્ય છે.' તેવો સિધ્ધાંત બતાવનાર તો સારી દુનિયાને પોતાની નિંદા કરવાનો હક્ક આપે છે તે ભૂલી જાય છે.'**

એક વિચારકે કહ્યું છે કે 'કોઇની સામે તમે એક આંગળી કરો છો ત્યારે ધ્યાન રાખજો કે બાકીની ત્રણ આંગળી તમારા તરફ જ વળેલી હોય છે !'

પોતાના દુર્ગુણો જાણવા છતાં પણ બીજા પાસેથી પ્રશંસાની યાચના કરનારો પોતાનામાં સદ્ગુણો જ ભર્યા પડ્યા છે, તેમ માનનારા જેવો મોટો કોઇ આત્મવંચક

કે

ક્ષુદ્ર હોઇ શકે ખરો ?

પરનિંદા કરનારો અજ્ઞાની ક્ષુદ્ર અને આત્મવંચક તો પ્રથમથી જ હોય છે અને જેમ તેનો આ રોગ વધતો જાય છે, તેમ બીજા પણ નવા રોગો તે પેદા કરતો જાય છે.

પરનિંદકો કદી કોઇના ઉપર સદ્ભાવ કે સદ્ અભિલાષા ટકાવી શકતા નથી.

વાસ્તવિક રીતે બીજામાં સદ્ભાવ રાખવા જેવું તે જોઇ શકતો જ નથી.

અને.... અને....

**તે જે ક્ષેત્રમાં પ્રવેશે છે તે તે ક્ષેત્રમાં નિરર્થક અને તુચ્છ બની તે બહાર આવે છે.**

માનવસમાજમાં તેનું અસ્તિત્વ રસ્તાની ધૂળ કરતાં પણ કુત્સિત બની જાય છે.

**ધૂળ કરતાં વધુ હલકાઇ**

**વિષ્ટા કરતાં પણ વધુ દુર્ગંધ**

**અને....**

**ઝેર કરતાં પણ તીવ્ર મારકતા પરનિંદકમાં છે!!**

હલકાઇ,

દુર્ગંધતા

અને

મારકતાનો મેળ હોય

ત્યાં

ઉચ્ચતાનો ખ્યાલ પણ ન આવે.

ત્યાં તો 'લઘુતા' જ હોય છે!

**પરનિંદાની પાશવીવૃત્તિ રાક્ષસીવૃત્તિથી પણ**

ભયંકર છે.

આવીરાક્ષસી મનોદશાવાળાનાં માનવજીવનને સૂરિદેવે 'લઘુ' કહ્યું તેમાં પણ તેમની કોઇ જરૂર ઉદારતા છે

બાકી તો,

લઘુ નહીં,

પણ....

મહા-મહા લઘુતમ જીવન એટલે જ

પરનિંદામયજીવન !

के पुण्यां ? गुरुभक्ता ये,
क्व वासः ? शिवसद्मनि ।
भगवन् ! कस्य चान्तो न ?,
तृष्णायामन्यतां शिशो ! ॥

## પ્રકરણ : ૫ :

## के पुण्या ? गुरु भक्ता यैं

એક સાંધે ત્યાં તેર તૂટે અને તેર જોડે તો તહોંતેર તૂટે. એવા આ વિચિત્ર સંસારમાં સૌ એક સરખી રીતે જ વલખાં મારી રહેલ છે.

ગરીબ બે–ચાર પૈસા માટે વલખાં મારતો હશે,

તો....ધનિક બે–ચાર

મીલ કે ગાડી માટે તડફડતો હશે !

આખરે તડફડાટમાં શું અંતર ?

કદાચ ફરક હોય તો એટલો જ હોઈ શકે કે, "ગરીબનો" તડફડાટ કદાચ બે–ચાર દિવસમાં શમે તો,

'અમીર' નો

બે–ચાર ભવમાં શમે !

આવા તડફડાટમય સંસારમાં, 'પુણ્યશાળી' કોને કહેવો અને 'પાપી' કોને કહેવો ?

દરિદ્રતાની માફક સંપત્તિ ત્રાસ આપે તો ય સંપત્તિવાનને પુણ્યશાળી કહેવાય ?

જ્ઞાન મેળવીને અભિમાનનું ગાંડપણ કરનારને ય પુણ્યશાળી કહેવા ?

**'તપ' કરીને પારકાની વિષ્ટા ખાવા સમાન નિંદા કરનારને ય પુણ્યશાળી લેખવા ?**

જો આવા 'પુણ્યશાળી' કહેવાતા હોય તો 'પાપી' શબ્દનો પ્રયોગ ક્યાં કરવો ?

આવી જ મૂંઝવણમાં શિષ્ય મૂંઝાઇ ગયો.

પુણ્યની ૪૨ પ્રકૃતિ અને પાપની ૮૨ પ્રકૃતિ તે ગુરુ પાસેથી સમજ્યો હતો.

પણ....

**તેના ભેદને પારખી શક્યો ન હતો.**

'૪૨' વાળામાંથી '૮૨' વાળાને જુદા પાડી શકતો ન હતો.

માટે જ,

અશરણના શરણ ગુરૂદેવનાં ચરણોમાં નમન કરી તેણે પૂછ્યું.

**'હે પાપશમન ગુરૂદેવ !**

**પુણ્યશાળી કોણ ?'**

ગુરૂદેવે પણ શાસ્ત્રના મર્મ વેધીને જ જવાબ આપ્યો.

**'ગુરૂભક્તા યે'**

**જે ગુરૂભક્ત છે તે પુણ્યશાળી છે.**

શિષ્ય તો હેબતાઇ જ ગયો.

કંઇ સમજી ન શકયો.

સમજાય એવું પણ હતું શું ?

"ગુરૂભકત" જ પુણ્યશાળી છે. એ ગળે ઉતરે પણ કેવી રીતે ?

પણ....

વિચાર્યા વિના શું મલે ?

**ગુરૂની વાણી તો મંત્ર જેવી છે.**

જેમ મંત્ર આરાધ્યા વિના ન સમજાય તેમ ગુરૂની વાણી પણ વિચાર્યા વિના ન સમજાય !

માટે જ,

'ગુરૂભકત' એવા

જવાબનું રહસ્ય વિચારવું જરૂરી છે.

**'ગુરૂ' એટલે અધમ આત્મતત્વને પરમ આત્મ-તત્વ બનાવનારી એક મહાસત્તા !**

**'ગુરૂ'ના અપારમહિમાથી 'અધમ'નું 'પરમ'માં ઉર્ધ્વીકરણ થાય છે.**

'પારસમણી'નો સ્પર્શ તો લોહાને જ સોનું કરતો હશે !

પણ....

'ગુરૂ' તો

પથ્થરને પારસ કરનાર છે!

શાસ્ત્રકારોએ તો સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું છે કે :-

"गुर्वाज्ञापारतंत्र्येण, द्रव्यदीक्षाग्रहादपि ।
वीर्योल्लासक्रमात् प्राप्ता, बहवः परमं पदम् ॥

ગુરૂની આજ્ઞાની આધીનતાવડે ખાવાપીવા માટે પણ સંયમી બનેલા અનેક આત્માઓ આખરે વીર્યોલ્લાસ વધવાથી નિર્વાણ પદને પામ્યા છે.

મહાન જૈન સમ્રાટ સંપ્રતિના ઉત્થાનમાં કયું પરિબળ હતું ?

'ગુરૂજનો'ની પરમ ઉદારતાએ થોડા વર્ષ પહેલાંનો ભિખારી હજારો ભિખારીના પેટ ભરનાર રાજા કયા પદના પ્રભાવથી બન્યા ?

પણ....

**આ ગુરૂના મહિમાને ઝીલવા માટે સાચા અર્થમાં પુણ્યશાળી બનવા માટે,**

**કેવલ 'ગુરૂ'ની**

**નિશ્રા નહિં, પણ ગુરૂની ભક્તિની જ જરૂરીયાત છે.**

જે ગુરૂભક્ત બન્યો એ ધન્ય અને પુણ્યશાળી બની જ ગયો !

સાચા અર્થમાં જે ગુરૂને સમર્પિત થઇ ગયો તે સાચે પુણ્યશાળી જ બનવાનો !

ગુરૂનો ગંભીર આશય એ છે કે ગુરૂભક્તિ શૂન્યને પણ પુણ્યપ્રકૃતિ તો ઉદયમાં આવશે.

પણ....

એ પાપપ્રકૃતિઓથી લપેટાઇને જ આવશે.

**ગુરૂભક્તિહીનને સંપત્તિ મળશે તોયે સંતાપકર !**

**સંતતિ' મળશે તો ય સંઘર્ષકર !**

**'જ્ઞાન' મળશે તો ય અભિમાનકર !**

**'માન' મળશે તો ય વિવેકહર !**

( વિવેકનો નાશ કરનાર )

અર્થાત્ પુણ્યની '૪૨' પ્રકૃતિમાંથી જે જે મળશે તે તે બધીય પાપની '૮૨' પ્રકૃતિઓથી ઘેરાયેલી જ મળશે.

શાસ્ત્રની પરિભાષામાં તે કેવલ પુણ્ય નહીં.

પણ....

પાપાનુબંધી પુણ્ય છે.

**અર્થાત્ તે હશે તો પાપ જ પણ ખોળિયું**

પુણ્યનું હશે !

'જ્યારે ગુરૂભક્ત–

ગુરૂબહુમાની–

ગુરૂસમર્પિત–

ગુર્વાજ્ઞાધીનને પુણ્ય મળશે

તો પણ પુણ્યની પરંપરા જગાવીને મોક્ષ આપનારૂં !

અને–

પાપ તેની પાસે આવવાની હિંમત કરશે, તો ય દેખાવમાત્રથી જ તે પાપ હશે ! અંદરથી તો તે પુણ્ય જ હશે ! સાચા અર્થમાં પુણ્યના અનુબંધથી બંધાયેલું તે હશે !

અથવા તો

પાપ હોવા છતાં પણ પુણ્યની પરંપરા જગાડી મોક્ષને અપાવનાર જ હશે ?

**વિશ્વની તમામ ઉચ્ચ કક્ષાની સામગ્રીઓ સત્તાઓ પ્રાયે સંયમ ધર્મના પાલનના જ ફળ રૂપે હોય છે.**

અને....

**આવા સંયમ ધર્મનું મૂળ છે વિનય ગુરૂભક્તિ**

અર્થાત્ માનવું જ રહ્યું કે સ્વર્ગ અને અપવર્ગનું એકનું એક માત્ર સાધન છે, **'વિનય–ગુરૂભક્તિ'**

શાસ્ત્રમાં તેની જ સાબિતિરૂપે વારંવાર કહેવામાં આવે છે કે :–

**સિદ્ધે વા, હવઈ સાસએ,**
**દેવે વા અપ્પરએ, મહિડ્ઢિએ !'**

( ઉ. પ્ર. અ. ૪૮ ગા. )

આવા 'ગુરૂભકત' અથાત્ માત્ર ગુરૂનિશ્રામાં જ રહેનારા નહીં,

પણ....

**ગુરૂનાં હૃદય પ્રદેશમાં વસનારાઓ હોય છે. અને ખરેખર તે જ પુણ્યાત્માઓ છે.**

તેઓનું પુણ્ય 'બંધન' નહીં પણ 'મુક્તિને' પમાડનારૂં છે.

ઉંદરની માફક ફૂંક મારીને વેદના આપનારૂં તેઓનું પુણ્ય નથી, પણ અમૃતના ઘૂંટ જેવું શાશ્વત બનાવનારૂં છે.

માટે જ...

સૂરીશ્વરજી ફરમાવે છે કે :–

દુનિયાના દેખાતા રાજાઓ,

ચક્રવર્તીઓ,

ઇંદ્રો કોઇ

ખરેખર પુણ્યવાન નથી.

પુણ્યવાન તો માત્ર 'ગુરૂભક્ત'જ છે.

**વિશ્વમાં સમર્પણ દ્વારા 'સ્વ' નું ગુરૂમાં વિલીનીકરણ કરનાર જેવો બીજો પુણ્યશાળી પણ કોણ હોઈ શકે ?**

(૩)

**प्र. क्व वास: ?**

**शिवसद्मनि.**

ક્યાં રહેવું ?

મોક્ષમહેલમાં.

પરિશ્રમથી લોથપોથ થઇ ગયેલો શિષ્ય મંઝિલ તરફ આગળ વધતો જાય છે.

લોથપોથ થઇ ગયેલ તનમંદિરમાં રહેલું મન પણ હવે કંટાળવા માંડયું છે.

**મંઝિલ કયારે આવશે ?**

અધીરતાના કારણે રસ્તામાં આવનાં દરેક મકાનને પોતાની જ મંઝિલ મનાવી લેવા મન વારંવાર બળાત્કાર કરી રહ્યું છે.

પણ....

ત્યાં એક જ વિચાર આવ્યો.

## મંઝિલ તો આવી જશે !

પણ....

ત્યાં રહેવાનું કેટલું ?

આજે નહીં તો કાલે

કાલે નહીં તો પરમદિવસે

જવાનું જ !

હા....હા.... જવાનું જ છે, આવો જ આ સંસારનો ક્રમ છે.

**શું આ સંસારમાં આવેલાને જવાનું જ ?**

આવવાનું અને જવાનું કામ કરવાનું હોય તો

**વસવાનું ક્યાં ?**

શું કોઈ સ્થળ એવું હશે ખરૂં કે જ્યાં 'વાસ' કરી શકાય ?

શું આવું કોઈ સ્થળ નહીં હોય ?

પ્રાણીઓના નશીબમાં આ રઝળપાટનો કોઈ અંત નહીં લખાયો હોય ?

રાજેન્દ્ર,

દેવેંદ્ર,

મુનીંદ્ર આ બધાની પણ શું આ જ દશા છે ?

---

પાંચ નહીં તો પચીસ,

પચીસ નહીં તો પાંચસો,

સંખ્યાત નહીં તો અસંખ્યાતવર્ષ !

પણ....

જવાનું તો ખરું ને ખરું જ !

**જ્યાં જઈને પણ રજળપાટ કરવાની જ હોય, તેને 'નિવાસ' કેવી રીતે કહેવાય ?**

**એ તો વિશ્રામસ્થાન કહેવાય !**

થાક ઉતર્યો કે ન ઉતર્યો કે છોડીને ચાલી જ જવું પડે. ત્યારે વસવાનું ક્યાં જઈને ?

આવી માનસિક ગડમથલમાં મંઝિલ તો આવી ગઇ.

**તનનો વિસામો થઇ શકે એવું હતું.**

પણ....

**મનને કેવી રીતે વિસામો આપશો ?**

આખરે શિષ્યને તેના મનના વિસામા સમા ગુરૂદેવનું જ શરણુ હોય ને ?

'ગુરૂદેવ !

**આ ચલિત સંસારમાં રહેવાનું સ્થાન કયું?**

**કયા સ્થાનમાં રહ્યા પછી ભટકવું ન પડે?**

આવું કોઇ સ્થાન છે કે પછી વણઝારાની પેઠે રઝળ્યા જ કરવાનું છે?'

ગુરૂદેવે જણાવ્યું;

'હા, ચોકકસ છે.

**પ્રવાસ હોય ત્યાં નિવાસ અવશ્ય હોય?**

આ સંસાર પણ પ્રવાસ છે, તો તેનો પણ કયાંક નિવાસ છે.

...

સંસાર સમુદ્રના સામે કિનારે નિવાસ પણ અવશ્ય છે,'

આ નિવાસથી જ સંસારનો પ્રવાસ પણ શોભાયમાન છે.

જો આવો કોઈ નિવાસ ન હોત તો સંસારનો પ્રવાસ પણ મહાભયંકર હોત!

નિવાસ વિનાનો પ્રવાસ એટલે જ

પરિણામ વિનાની ચેષ્ટા!

ફળ વિનાનો પુરૂષાર્થ!

જો આવો નિવાસ ન હોત તો સંસારના પ્રવાસીઓએ કદાચિત લવમાત્ર પણ શાંતિનો અનુભવ ન કર્યો હોત!

સારાય ખારા સમુદ્રમાં એક મીઠી વીરડી દેખાય છે. તે પણ ન જોવા મળી હોત!

પહેલો આરો, બીજો આરો કે ત્રીજો આરો આવા કાળના વિભાગ પણ ન હોત !

જે પ્રવાસીને મંઝીલે પહોંચવાનું જ નથી એ કદિય કોઈ યત્ન કરે ખરો ?

જેના પુરૂષાર્થનું કોઈ પરિણામ ન હોય તો તે શામાટે પરિશ્રમ કરે ?

**મોક્ષરૂપ શાશ્વત નિવાસ માટેનો પરિશ્રમ એ જ બધાય ધર્મનું પ્રતિપાદન છે.**

અને....

**આવા 'નિવાસ'ના પ્રવાસીઓ જ સંસારમાં થોડી પણ શાંતિ પાથરે છે, પાથરી શકે છે.**

સંસારરૂપ પ્રવાસમાં કોઈ કોઇ સ્થળે પણ મળી આવતી સુંદરતા જ બતાવે છે કે :–

આ પ્રવાસ માત્ર પ્રવાસ જ નથી.

પણ....

નક્કી નિવાસ પણ છે.

આ નિવાસ સ્થાન એટલે જ મોક્ષ

શિવ

નિઃશ્રેયસ

જ્યાં અનંતકાળ સુધી નિવાસ કરવાનો છે.

**ત્યાં કોઈની તાકાત નથી કે પ્રવેશ કરી શકે !**

**ત્યાં કાલ જેવો કાલ પણ કંગાલ છે !**

**ત્યાં દુઃખો પ્રવેશી નહીં શકવા માટે દુઃખી છે !**

સંસારના બધાય સુખો પોતાની બે-ઇજ્જત થવાના ભયથી દૂર જ પડ્યા રહે છે.

'કર્મ' જેવા અનાદિના સંબંધી પણ ત્યાં શરમના માર્યા જ નતમસ્તક થઈ બેસી જાય છે.

આ નિવાસ કદીયે કંટાળો પેદા ન કરી શકે.

કારણ ?

કંટાળો એ તો પ્રવાસનું પરિણામ છે. 'શિવમમહેલ'માં તેને કદીય પ્રવેશ જ મળતો નથી !.

ત્યાં કોઇની યે સત્તા નથી.

માટે

કદીય તે સ્થાનને ખાલી કરવાનું નથી.

**જ્યાં પોતાનું હોય ત્યાં નિવાસ કરી શકાય !**

**સંસાર માત્રના બધા સ્થળો ભાડુતી છે !**

આ સંસારનો કોઈ પણ પ્રવાસી એક નાની સરખી કુટિર જેટલું પણ શાશ્વત સ્થાન ઉભું કરી શકતો નથી !

કારણ ?

કાળનું ક્રૂર સામ્રાજ્ય ત્યાં છવાયેલું છે.

માટે જ

**સંસાર પ્રવાસમાં વિસામા ઘણા છે.**

પણ....

**નિવાસ સ્થાન એક પણ નથી.**

**નિવાસ છે માત્ર મોક્ષ !**

**આત્મ સ્વરૂપમાં જ આત્માનો નિવાસ !**

અહિં પ્રવાસીનું કશું જ નથી.

છતાં ય

આનંદ આનંદ અને આનંદ

કારણ ?

કાળની સત્તાનો ત્યાં અંત આવી ગયો છે.

આવું 'સ્થાન' એ જ સાચું સ્થાન છે.

ખરેખરો નિવાસ છે.

(૪)

भगवन् कस्य चान्तो न ?

तृष्णाया : मन्यतां शिशो ! ॥

હે ભગવાન ! કોનો અંત નથી ?

હે શિશુ ! તૃષ્ણાતણો

બિંદુ બિંદુ ઓછું થયું ને સરોવરો સૂકાઈ ગયા.

પાંચ પાંચ ગાઉ ચાલ્યા અને લાંબો રસ્તો પૂરો થયો.

બે પાંચ–બે પાંચ વાપરતાં ગયાને ધન ભંડારો ખાલી થયા.

કણ–કણ ખાતા ગયાને ધાન્યના કોઠારો ખાલી થઇ ગયા.

ક્ષણ–ક્ષણ ઓછી થઇને જીવન પણ પૂરા થયા.

એટલે માન્યું.

**જન્મે તે મરે!**

**પેદા થયો તેનો વિનાશ!**

**આદિ તેનો અંત!**

**નામ તેનો નાશ!**

આવું આવું કેટલું જોઇને સહજ પ્રશ્ન થાય છે કે કોઇ અંત વિનાની ચીજ ખરી?

'અંત'

અને

'વિનાશ'ની વાતમાં કોઈ

'અવિનાશી'ની

કોઇ 'અનંત'ની

વાત ખ્યાલમાં

આવવી મુશ્કેલ છે.

શિષ્ય ક્યાં જાય?

ગુરૂને આવીને પૂછ્યું; 'એવી કઈ ચીજ છે? જેનો 'અંત' ન આવે?'

ગુરૂએ અઢી અક્ષરને

ચાર માત્રાનો જવાબ આપ્યો.

'તૃષ્ણા', 'ઈચ્છા'.

ઇચ્છાનો અંત નથી....

તે અનંત છે....

કારણ?

તે કદી પૂરી નથી થતી માટે!

ના,....

પૂર્ણ તો થાય છે.

છતાંય તેનો અંત નથી.

કારણ?

ઈચ્છા પૂર્ણ થતાં પહેલા હજારોને જન્માવીને તે જાય છે.

ખરી રીતે કહીએ તો ઇચ્છા પૂરી નથી થતી

પણ...

**અનેક રૂપ લઇને પાછી**
**તે હાજર થાય છે.**

**પ્રત્યેક ઇચ્છામાં ભયંકર પ્રજનનશક્તિ છે.**

વૈજ્ઞાનિકોના સિદ્ધાંત પ્રમાણે અત્યંત નીચ કક્ષાના જીવો વિભાજન દ્વારા વૃદ્ધિ પામે છે.

એવા જીવો એટલા ભયંકર ગણાય છે કે તે ફૂટી જાય તો તેના પ્રત્યેક કણુમાંથી પાછા તેના જેવાં જ હજારો જીવો પેદા થાય. તે પ્રત્યેકમાં પણ પાછી આવી જ પ્રજનનશક્તિ.

પણ...

**ઇચ્છાની શક્તિ તો તેનો પ્રબળ પરાજય કરે તેવી છે.**

જેમ જેમ અગ્નિમાં લાકડાં વધતાં જાય, તેમ તેમ તેની બાળવાની–અતૃપ્ત રહેવાની–લાકડાને ભરખી જવાની શક્તિ વધતી જ જવાની !

ઇચ્છાનું પણ તેવું જ છે. જેમ જેમ તેની તૃપ્તિ માટેનો પ્રયત્ન કરશો, તેમ તેમ અતૃપ્તિનો ભયંકર દાવાનળ વધુને વધુ પ્રજ્વલિત થઇ જશે !

એક બ્રાહ્મણનો પુત્ર પિતાના મરણ બાદ કફોડી સ્થિતિમાં આવી ગયો.

માતાએ કહ્યું; 'બેટા !

'તારા પિતાની જેમ વિદ્વાન્ બન, તો કંઇક રાજ સન્માન પામીશ.'

પણ, દરિદ્રતા એટલી ભયંકર હતી કે ત્યાં રહીને ભણવાનુ પોષાય નહીં. માતાએ તેના પતિના મિત્ર પાસે મોકલ્યો. વફાદાર મિત્ર ખંતથી ભણાવવા લાગ્યો.

તે બ્રાહ્મણપુત્રની સેવામાં એક દાસી રહેતી હતી. ધીમે ધીમે પરિચય થયો. અને તે પ્રેમમાં પરિણમ્યો.

વસંત મહોત્સવ નજીક આવ્યો. રાજાએ સૌને ભાગ લેવા ઉદ્દ્ઘોષણા કરી.

દાસીએ તે બ્રાહ્મણપુત્રને કહ્યું; 'આવતી કાલે સૌ નવા નવા ભૂષણોથી પોતાના પતિને મનગમતો સાજ સજશે.'

'પણ હું શું કરૂં ?'

ધનની વ્યથા કે આભૂષણની સ્પૃહા જે હોય તે બ્રાહ્મણપુત્ર સમજી ગયો, તે ધન લેવા નિકળ્યો.

**સરસ્વતી અને લક્ષ્મીને શાશ્વત વૈર છે.**

**ધન લાવવું ક્યાંથી ?**

રાજાનો નિયમ છે કે સૌથી પહેલા આશિર્વાદ આપનારને બે દીનાર આપવી.

બ્રાહ્મણ પુત્રને એક જ માર્ગ યોગ્ય લાગ્યો.

ધનની સ્પૃહા કે તેની પાછળ પત્નીના આભૂષણની લાલસાને તે આધીન બન્યો.

સૌથી પહેલાં પહોંચે તો જ દીનાર મળે. બિચારો અર્ધી રાતે જ લપાતો–છૂપાતો ચાલવા લાગ્યો. ચોકીદારે ચોર માનીને પકડયો. સવારના રાજદરબારમાં તેને હાજર કર્યો.

બ્રાહ્મણપુત્રે સત્ય હકીકત કહી. રાજાને પણ તેની વ્યથા સ્પર્શી ગઇ. રાજાને થયું કે બે દીનારે તેનું દળદર શું ફીટશે? એટલે કહ્યું કે 'તારે માંગવું હોય તે માંગી લે.'

અને........પછી તો ઇચ્છાઓની આગ વધવા માંડી.

**'ઇચ્છિા હુ આગાસસમા અણંતયા'**

તેણે રાજાને વિનંતિ કરી. મને ઉદ્યાનમાં જઇને વિચાર કરી આવવાનો સમય આપો.

બ્રાહ્મણપુત્ર ઉદ્યાનમાં ગયો.

બે દીનાર તો એક દિવસમાં ખલાસ!

કાલ માટે શું?

'ચાર માંગ'

બે દિવસ પછી શું?

'૬૦ માંગી લે.'

મહિના પછી શું?

'૭૨૦ માંગી લે'

'વર્ષ પછી શું?'

જીવે ત્યાં સુધી પ્રતિવર્ષની ૭૨૦

માંગી લે.

તોય રોજ તો બે દીનારમાં

ચલાવવું પડે ને?

બે દીનારમાં શું આવે?

ભોજન માટે તો થઈ રહે પણ વસ્ત્રનું શું?

'તેથી પણ વધુ માંગ?'

આભૂષણ વિના વસ્ત્ર કેવી રીતે શોભશે?

'તેના માટે પણ માંગી લે'

પણ વસ્ત્રને આભૂષણ સુંદર ગૃહ વિના શોભે?

'તેય સાથે માંગી લે'

સુંદર ગૃહ ધનધાન્યના ભંડારો વિના કેમ શોભે?

'તેય માંગી લેને'

પણ પછી તે ધનને જોવા કોણ આવે?

પ્રસિદ્ધિ મલે તેવું સ્થાન માંગી લે.

'રાજ્યજ માંગી લે.'

પણ, રાજાનેય બીજા રાજાનો ભય છે.

'દુનિયાના ચક્રવર્તી બનવાનું માંગી લે.'

**વૃક્ષની નીચે બેઠેલો દેહ તો ક્યાંય ખસ્યો નહીં.**

**પણ....ઇચ્છા તો વિશ્વ વ્યાપક બની ગઈ.**
**વિશ્વની સ્વામિની બની ગઈ.**

**પણ....**

સદ્‌ભાગ્યે બ્રાહ્મણપુત્રે એ વિચાર કર્યો

મેં શું નક્કી કર્યું ચક્રવર્તી બનવાનું ?

ના.

હજી એ પણ નક્કી તો કરી શક્યો નથી.

હા, પણ તારે જોઇતું શું હતું બે દીનારને ?

**'અરે જીવ !**

**બે દીનારની જરૂરિયાત હજી ચક્રવર્તીપદથી**
**પણ પૂરાતી નથી.**

**અને....**

ત્યાં જ તેમને એક શાશ્વત

સત્ય ખોળી નાંખ્યું.

**ઇચ્છાને તૃપ્ત કરવાની ભાવના**

**પ્રયત્નો,**

**પુરૂષાર્થ...**

**સર્વત્ર,**

**સર્વથા**

**સર્વદા નિરર્થક જ છે.**

ક્યાં બે દીનાર !

ને

ક્યાં ચક્રવર્તીનું પદ !

ક્યાં બે દીનારથી તૃપ્તિ પામવાની વાત

અને

ક્યાં ચક્રવર્તીપદની પ્રાપ્તિથી અતૃપ્તિ !

**અતૃપ્તિ એજ ઇચ્છાનો સ્વભાવ છે.**

**માટે**

**તેનો નાશ કરે તોજ શાંતિ મળે.**

આગની શાંતિ પાણીથી થાય.

ઇંધનથી ન થાય.

**ઇચ્છાની શાંતિ ઇચ્છાના રોધથી થાય,**

**તેનો નાશ કરે તો જ શાંતિ મળે.**

આગની શાંતિ પાણીથી થાય.

ઇંધનથી ન થાય.

**ઇચ્છાની શાંતિ ઇચ્છાના રોધથી થાય**

**ઇચ્છાના પોષણથી ન થાય !**

બ્રાહ્મણ પુત્ર કપિલે તે જ મહાસત્યમાં એક એક બની ઇચ્છાના અગ્નિ પર ઇચ્છા રોધરૂપ જળનો અભિષેક કરી દીધો

ઈચ્છાથી પર થઈ ગયા.

અને...

કપિલ નામના કેવલી બની ગયા !

'ગુરૂદેવે સાચે જ કહ્યું છે કે 'ઈચ્છા તૃષ્ણાનો અંત નથી.'

હા.

તૃષ્ણાની પાછળ લાગેલાના,

તન,

મન,

સુખ,

શાંતિ,

સમાજ,

રાષ્ટ્ર

અને

વિશ્વ હોય તો વિશ્વનો પણ અંત અવશ્ય થાય

પણ

ઈચ્છાનો અંત ન થાય.

જેણે ઇચ્છાનો અંત કરવો જ હોય તેણે :–

અનંતજ્ઞાનીની સહાય લેવી પડે,

અનંત ઉપકારી અરિહંતના માર્ગે વળવું પડે.

ઇચ્છાશક્તિના નાશક સમ્રાટ અરિહંતનું

આજ્ઞૈશ્વર્ય સ્વીકારવું જ જોઇએ!!



अंध: को ? ज्ञानहीनो यः,

को द्रष्टा ? मुक्तिमार्गगः ।

कस्तीर्णो ? यो विरक्तोऽस्ति,

को निमग्नो ? विलासवान् ६ ॥

## પ્રકરણ : ૬ :

अंध: को ? को द्रष्टा ?

ज्ञानहीनो य: मुक्तिमार्गग:

**કોણ આંધળો છે ? કોણ જોનાર છે ?**

**જ્ઞાન વિનાનો જે મુક્તિમાર્ગમાં રહેલો છે.**

અહીં પ્રશ્નો બે છે !

**ના.**

ખરેખર તો એકજ પ્રશ્નના બે પડખાં છે.
પહેલો પ્રશ્ન છે કે 'કોણ આંધળો છે ?'
બીજો પ્રશ્ન છે કે 'કોણ જોનારો છે ?'

**જે આંધળો નથી તે જુએ છે.**

**અને**

**જે જુએ છે તે આંધળો નથી.**

આમ આંધળો કોણ છે તે પૂછ્યા પછી કોણ જુએ છે ? તે પૂછવાની જરૂર પડતી નથી.

તેમ કોણ જોનાર છે તે પૂછ્યા પછી આંધળો કોણ

છે? તે પૂછવાની જરૂર પડતી નથી.

પણ....

**જ્યારે પ્રશ્ન પૂછાયો ત્યારે તે એકજ વાતના બે પાસાને વધુ નિશ્ચિત કરવાની જરૂર હોવાથી પૂછાયો છે.**

પણ

તો યે પ્રશ્નો તો વિચિત્ર જ છે. કારણ કે તેમાં પૂછવા જેવું કશું છે જ નહીં.

જેણે આંખ ન હોય તે આંધળો કહેવાય.

અને

જેણે આંખ હોય તે દેખતો કહેવાય.

ત્યારે આવા નિરર્થક પ્રશ્નોથી શું?

પણ....

જરાક વિચારો કે આંખવિનાનો માણસ આંધળો કેમ?

તેને દેખાતું નથી માટે.

એમજ હોય તો

'આંખ બંધ કર્યા પછી આપણને પણ દેખાતું નથી.'

ઠીક છે. પણ, આપણે જોવું હોય ત્યારે આંખ ઊઘાડી

શકીએ છીએ. આંધળો કદી આંખ ઊઘાડીને જોઈશકતો જ નથી ને !

વાહ ! વાહ !

'પણ ભાઇ ! જોવાથી શું ફાયદો ?'

ફાયદો કેમ નહીં.

યોગ્ય માર્ગે જવાય અને અયોગ્ય માર્ગ છોડી શકાય.

**જોવા છતાંય યોગ્ય માર્ગે ન ચાલીએ,**

**અને**

**અયોગ્ય માર્ગને ન છોડી દઇએ,**

**તો...**

**આંધળામાં અને આપણામાં કંઈ ફરક ખરો ?**

એક મઝાની વાત છે.

રાતના સમયે એક અંધ હાથમાં લાલટેન લઇને ચાલતો હતો. રસ્તામાં કોઈ એક માણસ તેને અથડાયો અને તેનો પીત્તો ઊકળી ગયો.

બોલ્યો કે, 'આંધળો છે અલ્યા ! હાથમાં દીવો છે. છતાં માણસ જેવા માણસને દેખી શકતો નથી ?'

સુરદાસે મજાકમાં જવાબ આપ્યો. 'માફ કરજો સાહેબ ! પણ આપ મારા જેવા સુરદાસ જ લાગો છો !'

'હું તો આંધળો જ છું. પણ કોઇ આંખે દેખતાં મને અથડાઇ ન પડે માટે આ દીવો રાખ્યો હતો.'

પણ....

'શું થાય ? તમે પણ....મારા જેવા સુરદાસ જ નીકળ્યા.'

પેલા માણસની દશા તો તેલમાં માખી પડે તેવી થઈ ગઈ. મનમાં વિચારવા લાગ્યો કે, '**ખરો સુરદાસ તો હું પોતે જ છું. કારણ કે છતી આંખે ને છતે દીવે હું દેખી ન શક્યો !**'

છતી આંખે સામો માનવી આંધળો છે કે દેખતો છે એ પણ ન દેખી શક્યો ?

પણ....

અહીં પ્રશ્નનો જવાબ જરાક વિલક્ષણ છે.

**દેખનાર તે જ છે કે :-**

**જે પોતાનો યોગ્ય માર્ગ જાણે.**

**બીજાની સાથે અથડાય નહીં.**

**અયોગ્ય માર્ગથી દૂર જાય.**

**બીજાને અયોગ્ય માર્ગેથી પાછો વાળે !**

વધતા જતા આજના બુદ્ધિના જમાનામાં આંધળાઓની

સંખ્યા પણ સારા પ્રમાણમાં વધવા પામી છે. કારણ તેમની પાસે જ્ઞાન નથી.

આ વાત જરા ગળે ન ઊતરે તેવી છે.

પણ....

એમ તો દેખતો ખાડામાં

પડે અને આંધળો સહીસલામત ચાલ્યો જાય તે વાત પણ ક્યાં ગળે ઊતરે તેવી છે ?

વધતી જતી બુદ્ધિના આ યુગમાં :–

**જ્ઞાન તૃપ્ત થઈ ગયું છે !**
**મગજ નબળું થતું જાય છે !**
**હૃદય ખાલી થતું જાય છે !**
**કલ્પનાઓ વધતી જાય છે !**
**વાસ્તવિકતા ઘટતી જાય છે !**

કદાચ,

આવો અંધોનો યુગ ભાગ્યે

જ દૂરદૂરના પણ ઇતિહાસમાં આવ્યો હશે ?

દવાના કારખાનાં વધતાં જાય

છતાં....

રોગીઓ વધતાં

જાય તે દેખતાના યુગમાં બને ખરૂં ?

તો....

શું આ યુગમાં બધા જ્ઞાન-

વિહીન છે ? બધા અંધ છે ?

**કોલેજો અને વિદ્યાલયો શું આંધળાંઓની ફેક્ટરી છે ?**

હા,

અવશ્ય !

**આંખ હોવા છતાં પણ માનવ આંધળો બની શકે છે. તેમ જ્ઞાન હોવાં છતાં પણ તે જ્ઞાન વિનાનો બની શકે છે.**

માટે જ,

બીજા પ્રશ્નનો જવાબ ખૂબ

મનનીય છે.

બીજા પ્રશ્નનો જવાબમાં જણાવાયું છે કે 'તે દેખતો છે કે જે મુક્તિમાર્ગે જઈ રહ્યો હોય ચાલતો હોય !'

ક્ષણભર તો એમ થઈ જાય કે દેખતો હોય તો જુએ એટલું જ થાય.

પણ....

મુક્તિમાર્ગે જાય તે કેવી રીતે બને ?

જવાની ક્રિયા પગને કરવાની અને જોવાની ક્રિયા

આંખને કરવાની બંનેનો સંબંધ શું ?

જોયું અને જાણ્યું તેનેજ કહેવાય કે:-

**જે ગતિ કરાવે !**

**અયોગ્યથી દૂર કરાવે !**

**યોગ્યની નજીક લાવે !**

ચારે બાજુથી ઘર સળગતું જોયું હોય અને દાઝી ગયો. એવી ફરિયાદ લઈને કોઈ આવે એટલે તરત કહીએ કે:-

'આંધળો મૂઓ હતો !

આંખ હોવા છતાં દેખતો નથી !

નાસી જતાં શું થતું હતું ?'

આગને આંખે જોઈ પણ નાસી આવ્યો નહીં એટલે છતી આંખે પણ આંધળો કહેવાયો.

તેવી જ રીતે છતાં જ્ઞાને પણ અજ્ઞાની કહેવાય !

**વાસ્તવિક જ્ઞાન 'ઉપાદેય'ની પ્રાપ્તિ માટે તથા 'હેય' ની હાનિ માટે પુરૂષાર્થ કરાવ્યા વિના રહે જ નહીં.**

**માટે જ કહ્યું કે :-**

**દષ્ટા-જોનારો-જ્ઞાની તે જ છે કે જે મુક્તિમાર્ગે જતો હોય !**

માર્ગ અનેક હોય પણ એક સાથે બે રસ્તા પર કોઈનાથી ચાલી ન શકાય.

મુક્તિમાર્ગે જતો હોય તેનો અર્થ જ એ છે કે સંસાર-માર્ગેથી પાછો વળતો હોય.

રસ્તા પર ઊભા હતાં ત્યાં ખબર પડી કે જ્યાં જવું હતું તે રસ્તો સાચો નથી એટલે તરત પાછા વળવા માંડયાં.

ત્યાં કોઇએ પૂછયું કે 'કયાં જાવ છો ?'

'અમુક ગામ'

પણ, ત્યાં જવાનો રસ્તો તો બીજેથી છે, અહીંથી શું કામ પાછા વળો છો !

જવાબ મળે છે કે, 'ગાંડા ! અહીંથી પાછા વળ્યા વિના તે ગામ જવાય નહીં !

**મુક્તિના માર્ગે ચાલવું હોય તો સંસારની કેડી છોડયા વિના છૂટકો જ નથી.**

સારી હવા લેવી હોય તો ખરાબ હવા ફેફસામાંથી કાઢયા વિના છૂટકો જ નથી.

હાથ માથે લગાડવા હોય તો પગને છોડયા વિના છૂટકો જ નહીં.

પણ....

મુક્તિનો માર્ગ એટલે શું ?

મુક્તિ એટલે સ્વાધીનતા,
સ્વરૂપમયતા,
બંધનહીનતા,
બંધન એટલે ઈંદ્રિય,
દેહ,
વાસના.

સૌ બંધનોનું મહાન બંધન કર્મ !

જ્યાં સુધી આ બંધનનો માર્ગ છોડીએ નહીં.

**ત્યાં સુધી વિરાગ, ત્યાગ અને તપ તરફ વળાય નહિં**

જ્યાં સુધી વિરાગ ત્યાગ કે તપ ન આવે ત્યાં સુધી વિષાદ, દુઃખ કે વેદના ટળે નહીં.

તેથી
જ
જોવા
છતાં
પણ

આંધળો કહેવાય.

માટે જ કહ્યું છે કે :—

જે મુક્તિમાર્ગે જતો છે તે જ દેખતો છે.

જ્ઞાની તેને કહેવાય છે કે જે દુઃખના મૂળને જાણીને તેનો છેદ કરતો હોય.

ખાડો જોઇને દૂર જનાર જ દેખતો કહેવાય

મુક્તિમાર્ગે જતો જ દેખતો છે.

અયોગ્ય રસ્તા અને અયોગ્ય રસ્તાનું વાસ્તવિક જ્ઞાન ન કરતો કે કરવા છતાં પણ તે રસ્તે ન જતો અંધ જ છે.

कस्तीर्णो ?

यो विरक्तोऽस्ति

को निमग्नो ?

विलासवान् यः

પ્રશ્ન:– કોણ તરી ગયો ?

જ :– જે વિરક્ત છે.

પ્રશ્ન:– કોણ ડૂબી ગયો ?

જ :– જે વિલાસી છે.

પ્રશ્નકાર પ્રશ્ન પૂછે છે:–

કોણ તરી ગયો ?
કોણ ડૂબી ગયો ?

જે જમાનામાં હજારો કુજીવને (ખરાબ) જીવે છે. અને હજારો કમોતે મરે છે.

જ્યારે હજારો ડૂબી ગયાના સમાચારો વર્તમાનપત્રના મથાળે વંચાય છે.

**ત્યારે રીઢો થઈ ગયેલો વાચક વિચારે છે કે, 'એ તો એમજ હોય.'**

આવા જમાનામાં 'કોણ તરી ગયો ?' અને 'કોણ ડૂબી ગયો ?' તેવો પ્રશ્ન સાંભળવા કોણ તૈયાર થાય ?

જ્યાં પ્રશ્ન સાંભળવા કોઇ તૈયાર નથી. ત્યાં પ્રત્યુત્તરની આકાંક્ષા રાખવી એ તો તદ્દન મૂર્ખતા જ છે ને ?

વિજ્ઞાનના જમાનામાં સ્ટીમરમાં બેસીને તો કેટલાય સમુદ્રને તરી જાય છે. તેમાં કોઈને આશ્ચર્ય થતું નથી. તે વાત સાંભળવાય કોઇ તૈયાર નથી.

પણ,

કદાચ કોઇ બે હાથથી 'બ્રીટીશ ચેનલ' તરી જાય તો, વર્તમાનપત્રમાં મોઢું નાંખવાની ઇચ્છા ઘણાયને થઈ આવે છે.

છતાં ય....

કોઇ વિચાર કરતું નથી કે

'વાસના' સમુદ્રની વાત તો દૂર પણ....

**વાસનાના એક નાનામાં નાના ખાબોચિયામાં બે હાથથી સમુદ્ર તરી જનાર ડૂબી જાય છે.**

સમુદ્રનાના તોફાની પાણીને બે હાથથી ઉલેચતો
**'વાસના'ના જળનું એક બિંદુ ઉલેચી શકતો નથી.**

સ્પર્શ,

રસ,

ગંધ,

રૂપ

અને

સ્વરનું ઘેલાજીવને એવું તો

આકર્ષણ લાગ્યું છે કે તે મનોહર અને વિવિધ વિષયથી ક્ષણમાત્ર દૂર રહી શકતો નથી.

સમુદ્ર તરનાર કે અવકાશમાં ઘુમનાર ઘરે આવીને જ્યારે સાંભળે છે કે 'ઘર સળગ્યું છે.' 'સ્ત્રી બિમાર છે.'

અને...

તેનું હૈયું સળગી ઉઠે છે.

મગજમાં બિમારી આવવા માંડે છે.

કોણ જાણે સમુદ્રને તરવાની બહાદૂરી આવા સમયે ક્યાં ચાલી જાય છે? તેની ખબરેય પડતી નથી.

ઊંચા ઊછળતાં મોજાંને જોરથી થપ્પડો મારી શકે છે.

**સાથે લડવા મંડી જાય છે !**

રૂપાળી સ્ત્રીનો સ્પર્શ કરવાની લાલસામાં તન-મન અને ધનનો નાશ કરી સર્વસ્વના નાશને નોંતરે છે.

બે સેંકડ પછી કેવો સ્વાદ હતો ! તે માત્ર યાદ જ કરવાનું હોય છે. જીભની ઉપરથી નીચે ગયું કે ખેલ ખલાસ !

આવા સ્વાદની લાલસા માટે ગધેડાની માફક સારો દિવસ વૈતરૂં કરવા તૈયાર થઇ જાય છે !

સંગીતના નશામાં ગાંડોતૂર બનીને મૃગ કરતાં પણ વધુ હીન બની જાય છે !

વાસનાના આ સમુદ્રને કોણ તરી ગયું ? કોણ એમાં ડૂબી ગયું ? એ જ ખરેખર જાણવા યોગ્ય છે. મહર્ષિ ફરમાવે છે કે :–

....બહુ સરળ જવાબ છે.

**વિરક્ત 'વાસના' સમુદ્રને તરી ગયો છે.**
**વિલાસી 'વાસના' સમુદ્રમાં ગૂંગળાઇને મરી રહ્યો છે**

એક વેળા 'જનક' વિદેહી વ્યાખ્યાન શ્રવણ કરી રહ્યા હતા.

ઋષિ અષ્ટાવક્રે જનકની વિરક્તતાની પ્રતીતિ કરાવવા એક કીમિયો યોજ્યો.

ચારે બાજુથી લોકો દોડતાં દોડતાં આવ્યાને કહેવા

લાગ્યા કે:–

'મિથિલા સળગી ઊઠી છે!

નાસો! નાસો! ભાગો! ભાગો!'

વાસના સમુદ્રને તરી નહીં જનારા કેટલાય લંગોટીધારી ઋષિઓ દોડાદોડ કરવા લાગ્યા. લંગોટી બચાવવા વ્યાખ્યાનને છોડી દીધું.

પણ....

મિથિલાનો માલિક જનક

'વાસના' સમુદ્રને તરી જાય તેવો વિરક્ત હતો. બૂમ સાંભળી ન સાંભળી કરીને દેશના શ્રવણ કરતો જ રહ્યો.

**'મારૂં જશે' એમ સમજનાર બધા જ દોડયા.**

**પણ...**

**મારૂં જે છે તે 'આ દેશનાનાં શ્રવણમાં જ છે.' એમ સમજનાર જનકને છોડવાનું સ્થાન જ કયાં હતું !**

'વાસના' સમુદ્રને વિરક્તતાથી તરી જાવ.'

નહીં તો....

પાંચ ઇંદ્રિયોની પરાધીનતા મારા તારાના વિકલ્પો અનેક વિલાસો કરાવશે.'

**વિલાસ=ઇંદ્રિયોના વિષયો !**

**'મારા' અને 'તારા' ના વિવેકશૂન્ય વિકલ્પો !**

જ્યાં ઇંદ્રિયોના વિલાસો આવે ત્યાં ડૂબવાનું હોય જ

કારણ ?

ડૂબનારમાં ઉપર આવવાનું જ્ઞાન હોય.

'વિલાસી'ની દશા ખુબ ભયંકર હોય છે. એક વખત ઇંદ્રિયને ગમી ગયું. સ્વીકારી લીધું.

પછી મૂંઝવણ પેદા કર્યા વિના રહે જ નહીં.

જીભની લાળ ટપકે એટલે થાળના થાળ આરોગવાની ઘેલછા થાય અને અડધું ખવાયું હોય કે ન ખવાયું હોય ત્યાં પેટમાં મૂઝવણ થવા માંડે. !

પુરૂં ખાયને મૂંઝવણ થવા આવે તો કો'ક વખત તે ખાનારાને કેવી રીતે ય જીવતો રાખવો તે સવાલ થઇ પડે !

જેણે આ લોકમાં મૂંઝવણ પેદા કરી તે પરલોકમાં તો કંઈ ગુણી હીનતા પેદા કરાવે જ.

માટે જ

પાંચેય ઇંદ્રિયોના

ભયંકર વિલાસો ડૂબાડનાર હોય છે.

**વિલાસી સદાકાળ મૂંઝવણ અને હીનતાને ઊઠાવતો આ સંસાર સમુદ્રમાં ડૂબેલો જ છે.**

को देवो? वीतरागो यः
को गुरुः? यो महाव्रती ।
को धर्मो? वीतरागोक्ता-
ऽहिंसा-यम-तपोमयः ॥१॥

# પ્રકરણ : ૭ :

[૧]

को देवो ?

वीतरागो यो ?

દેવ કોણ ?

જે વીતરાગ છે.

સહારા કે આલંબન સિવાય તો આ દુનિયામાં કોઇ પ્રગતિ કરી શકયો નથી અને કરી શકશે પણ નહીં.

એક વખતનો ભાષાસંશોધક પણ એક અવસ્થામાં કોઇના બનાવેલા કક્કાના આધારેજ આગળ આવ્યો હોય છે.

એક વખતનો પાંચ બાળકોનો પિતા પણ એક વખત ઘુંટણિયેજ ઘસડાતો હશે? કેટલાયના સહારે આજે આ સ્થિતિ પર આવ્યો હશે?

એક વખતના સિધ્ધહસ્તકવિએ કે ચિત્રકારે પોતાની રચનાથી પણ તુચ્છકૃતિ વડે પોતાના જ્ઞાનની વૃધ્ધિ કરી જ હશે?

'આ સંસારમાંજ કશું જ નિરાલંબનપણે પેદા થતું નથી!'

'આત્મામાંથી પરમાત્મા બનવા માટે પણ આલંબનની જરૂર છે.'

આવું જ કોઇ પ્રબળતમ આલંબન ભગવાન કે દેવ કહેવાય છે.

પણ....

**જેટલા આલંબન તરીકે દેખાતા હોય તે બધા અવલંબવા યોગ્ય હોય તેવું કદીય ન બને!**

કેટલાક આલંબનો સહાયનો બુરખો પહેરીને આવે છે, પણ લઇને આવે છે વિનાશનો અંતર્ભાવ.

માટે જ શિષ્યે શોધ આદરવી પડે છે.

**કો દેવ : ?**

'હે ગુરૂ! દેવ કોણ છે?'

આવા પ્રશ્નોના જવાબો માટે કેટલાયે અનંતકાળથી પ્રયત્ન કરી રહ્યા છે.

પણ....

કહેવત છે કે 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ'

**'જેની પાસે જેટલો વિકાસ હોય તેટલો તે પ્રકાશ કરી શકે.'**

માટે જ

કોઇક વિચારકે કહ્યું છે કે તમે કુતરા, ઘોડા કે હાથીના મનને જાણો તો તમને ખબર પડે કે તેઓને મન કોઇ કુતરો હાથી કે ઘોડો જ દેવ હોય છે!

કારણ ?

તેઓ મનુષ્યની ભૂમિકાને નિરખવા સુધી પહોંચી શક્યા નથી.

વિચારકનું આ કથન સર્વાંશે સત્ય માનવાની જરૂર નથી.

પણ....

તેમાં રહેલ એક સત્યાંશ એ છે કે

**'પ્રાણી પોતાના વિકાસ મુજબ જ સૃષ્ટિ નિહાળે છે.**

તેવું જ દેવવિષયના પ્રશ્નના જવાબનું બન્યું છે.

'કોઈએ સૂર્યને સમર્થ જોયો અને તેને દેવ માન્યો !' સૂર્ય વિના જગતનું અસ્તિત્વ મુશ્કેલ લાગતાં તેઓ સૂર્યના અનુયાયી બન્યા !

'કેટલાકે પવનને દેવ માન્યો !'

'સમદ્રમાં ફરનારે સમુદ્રને દેવ માન્યો !'

'શક્તિના ઉપાસકે શક્તિરૂપ દેવ માન્યો !'

'કોઈકની કલ્પના આથી વધુ આગળ ગબડી અને સારી યે સૃષ્ટિના સર્જન અને સંહારની ઝંઝટમાં સપડાઈ ગઈ. એટલે તેવી શક્તિ જ તેમને મન દેવ બની ગઈ.

પણ....

આવી સર્જક અને સંહારકશક્તિ તો કોઈ દેહધારી મનુષ્યમાં જ હોય એટલે તેમને તેવી શક્તિના સ્વામી તરીકે હરિ, હર, બ્રહ્મા, મહેશ વગેરેની કલ્પના કરી.

પણ....

આ બધી કલ્પનામાં ઊંડુ કે અંતિમકોટિનું પ્રાત્યક્ષિક જ્ઞાન સહાયભૂત ન હતું.

તેથી આવા સર્જક અને સંહારક તત્વમાં દેવની માન્યતાની સાથે જ અનેકાનેક પૂરક માન્યતાઓ પેદા થઈ.

અવતારવાદ

દુષ્ટ વિનાશવાદ

ધર્મ સ્થાપનવાદ

અને

ઇશ્વરેચ્છાવાદમાં પરિણમી.

પરિણામે દેવ જેવા પરમતત્ત્વમાં અનિવાર્ય પણ રાગ, દ્વેષ અને અજ્ઞાનના દુર્ગુણો પણ કલ્પી લેવા પડયા.

સૃષ્ટિના સર્જન અને વ્યવસ્થિતકરણના વિચારો તેમજ અનુભવોએ માનવીને 'દેવ' જેવા પરમ ઉત્તમતત્ત્વમાં–પરમ ઉપાસ્યતત્વમાં

'દુષ્ટના નાશ માટે દ્વેષ'

'ભકતોના વિલાસ માટે પ્રેમ'

કલ્પી લેવો પડયો

અને....

સાથે જ સૃષ્ટિના સર્જનમાં

હેતુનું સમાધાન નહીં મળતા સર્જક અને સંહારક એવા ઉપાસ્ય તત્ત્વમાં 'લીલા' કે 'બાલ' ચેષ્ટાના સમાધાનવડે અજ્ઞાનદોષનો અનિવાર્યપણે સ્વીકાર કરી લેવો પડ્યો !

**'આમ કેવલ પૂર્ણ આત્માનુભવના અભાવમાં 'દેવ' તત્ત્વની વ્યાખ્યા સૃષ્ટિના સર્જક, રક્ષક અને ભક્ષક એવા પરમ સમર્થ તત્ત્વમાં થઈ અને તેથી જ તેમાં માન્ય કરવા પડેલા રાગ, દ્વેષ અને અજ્ઞાન પણ ગુણો લેખાવા મંડયા !'**

પણ....

જેઓ આત્મસાધનાની ચરમ સીમાઓને ઓળંગી ગયા હતા. સારાય યે વિશ્વને હસ્તકમળની માફક નિરખતા હતા, તેમને સૃષ્ટિનું વાસ્તવિક નિરૂપણ કર્યું કે, સૃષ્ટિના સનાતન સત્યો સ્વયં નિર્મિત છે.

કોઇ પણ ઘટના કે પદાર્થમાત્રનો એક અંશ પણ સ્વયં નિર્મિત છે.

દરેક પદાર્થોમાં પોતાની વિશિષ્ટતા છે, માટે જ જગતના સર્જન કે રક્ષણ કે વિસર્જનની કલ્પના મિથ્યા છે.

'પ્રાણી માત્ર એક પરમતત્ત્વ છે.'
જેમ જેમ પ્રકાશપૂંજ પથરાય છે.
તેમ તેમ અંધકારપટલ વિનાશ પામે છે.
તેવી જ રીતે,

જ્ઞાનનો પ્રકાશ ફેલાતો જાય છે.

અને

'કર્મ' નો અંધકાર દૂર થતો જાય છે.

'પ્રાણી' તેના સહારે જ આગળ વધતો વધતો સંપૂર્ણમાત્રામાં મોહ, અજ્ઞાન અને અશકિતના અંધકારને ભેદતો જાય છે

અને....

**એ રીતે સ્વયં પ્રકાશમાન થયેલ તત્ત્વ જ 'દેવ' છે.**

જૈનદર્શનની સૌથી મોટી ખૂબી જ એ છે કે તેને

**ઉપાસકને ઉપાસ્ય બનવાનો**
**પૂજકને પૂજ્ય બનવાનો**
**અનુપમ રાહ દેખાડયો છે.**

માટે જ જૈનશાસ્ત્રમાં દેવ તરીકે કોઇ એક વ્યકિતની પૂજા કદી થતી નથી.

જે પણ વ્યકિતઓની પૂજા થાય તે માત્ર તેના ગુણોને લઇને જ થાય છે.

'વીતરાગ'ની લાયકાત ધરાવનાર આત્મા માત્ર સાચા ઉપાસક માટે ઉપાસ્ય હોવો જોઇએ.

'વીતરાગ'ની લાયકાત ધરાવનાર આત્મા સાચા પૂજક માટે પૂજ્ય હોવો જોઇએ.

આવી ભવ્ય ઉદારતાના કારણે જ જૈનાચાર્યો લલકારી શકયા છે કે

**રાગાદ્યા ક્ષયમુપાગતા યસ્ય, બ્રહ્મા વા વિષ્ણુ ર્વા, હરો જિનો વા નમસ્તસ્મૈ**

આવી મહાનકક્ષાને પ્રાપ્ત કરનાર જ દેવ કહેવાય.

વીતરાગ જ સાચા દેવ !

બીજા બધા દેવાભાસ છે !

[૨]

**કો ગુરુઃ ?**

**યો મહાવ્રતી.**

ગુરૂ કોણ ?

જે મહાવ્રતધારી છે.

જોવા માટે સુંદર લોચન હોય છે.

ગ્રહણ કરવા માટે બે હાથ હોય છે.

ચાલવા માટે બે પગ હોય છે,

છતાંય

જોઈતી વસ્તુ હાથમાં આવતી નથી તેનું કારણ શું હશે ?

લૂલો, લંગડો કે આંધળો ફરિયાદ કરે કે અમુક ચીજ નથી મળતી તો સમજી શકાય.

પણ....

દેખતો, દોડતો અને ફંફોળતો જ્યારે ફરિયાદ કરે કે 'મને ચીજ મળતી નથી ત્યારે ખામી કોની ?'

હાથની ?

પગની ?

આંખની ?

નહીં....નહીં.

તો શું ?

જે ચીજ મેળવવી છે તેજ નથી ?

ના, તે પણ છે.

ત્યારે શું ખૂટે છે ?

ખૂટે છે એક માત્ર આયોજક !

હાથને યોગ્ય સ્થાને પહોંચાડનાર,

પગને યોગ્ય ગતિ કરાવનાર,

આંખને દર્શન કરાવનાર

એક માત્ર 'પ્રકાશ'ના અભાવમાં બધાને ફાંફા છે !

પ્રકાશ કશું ય પેદા કરતો નથી.

છતાં ય

તેના વિના કશું ય પ્રાપ્ત થતું નથી !

કારણ ?

પ્રકાશ આયોજક છે.

જ્યાં સુધી આયોજક ન મળે ત્યાં સુધી બધું જ નિષ્ફળ,

'માનવ' પણ અનેકાનેક શક્તિવાળો છે.

તે જેને ઝંખી રહ્યો છે, તે સુખસાગર પણ તેની સામે જ છે.

અને

સવારથી સાંજ સુધી ગદ્ધાની માફક મજૂરી કરવાની અયત્ન શક્તિ પણ તેની પાસે છે.

છતાં ય બધુ જ નિષ્ફળ છે.

કારણ...?

કારણ....કોઈ આયોજક નથી....

આવા પરમ આયોજકની પ્રાણીમાત્રને જરૂર પડે છે.

માટે જ શિષ્યે એ પ્રશ્ન કર્યો કે, **'પ્રાણીઓની છુટી પડેલી શક્તિઓના આયોજક એવા ગુરૂ કોણ?'**

સૂરીશ્વર ફરમાવે છે કે 'જે મહાવ્રતી' છે તે જ આવા આયોજક છે.

અહીં આપણે 'પ્રકાશને' આયોજક માન્યો છે.

કારણ?

દુનિયાને જોવા માટે પ્રકાશની જરૂર છે

પણ

પ્રકાશને જોવા માટે બીજી વસ્તુની કદી જરૂર પડતી નથી.

માટેજ પ્રકાશ આયોજક બની શકે છે.

ગુરૂદેવે જણાવ્યું છે કે 'મહાવ્રતી' એજ સાચો આયોજક છે.

દુનિયાના શાસ્ત્રોએ ગુરૂમાં જ્ઞાનની કલ્પના કરી છે.

સૂરીશ્વરે 'મહાવ્રતી' ની વાત કરી છે.

આમ શા માટે?

જ્ઞાન કેટલીક વખત માત્ર મગજનો પ્રકાશ બની જાય છે, જીવનનો પ્રકાશ બની શકતું નથી.

**જ્યારે જ્ઞાન જીવનનો પ્રકાશ બન્યું હોય, ત્યારે તે જ્ઞાનનું સ્વરૂપ વિવેકમય આચરણમાં બદલાઇ ગયું હોય છે!**

ધનના ઢગલાને પેદા કરવા માત્રથી, કે ગણીને તિજોરીમાં રાખી મૂકવા માત્રથી ધનવાન બનાતું હોત તો હીરા કે સોનાની ખાણમાં મજૂરી કરનારો દુનિયાનો સૌથી ઉત્તમકોટિનો ધનવાન ન ગણાત?

'ટંકશાળા' નો કારકુન દુનિયાનો સૌથી વધુ શ્રીમંત ન કહેવાત?

'રીઝર્વબેંક' નો અધિકારી માત્ર ચારસો પાંચસોમાં જ જીવન વૈભવ શા માટે રચતો હોય છે?

કહેવું જ પડશે કે ધનનો સંબંધ છે.

ગાઢતમ સંબંધ છે,

પણ.....

પણ....

સ્વામિત્વ

નથી.

'સ્વામિત્વ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તો ગમે તેવાં સંબંધો નિષ્ફળ છે!'

માટે જ

'ગુરૂ એ જ્ઞાનના પ્રકાશના સંબંધી નહીં.'

પણ

'સ્વામિ હોવા જોઈએ?'

તેથી જ

'જ્ઞાની' નહીં ?'

પણ

'મહાવ્રતી' જ ગુરૂ બની શકે.

કારણ ?

તેઓનું જીવન પ્રાપ્ત થયેલા 'જ્ઞાન' પર
સ્વામિત્વ મેળવી શકયું છે.
તેથી જ

ગુરૂ કેવલ 'વ્રતી' નહીં પણ 'મહાવ્રતી' હોવા જોઇએ.

'મહાવ્રત' ની સીધી સમજ મોક્ષમાર્ગ પ્રત્યેની અનન્ય ઝંખના એ જ છે.

મહાવ્રતમય જીવનની પ્રત્યેક ક્ષણ પણ એવી રીતે આયોજિત હોય કે મોક્ષમાર્ગ પ્રત્યેનું તેનું અંતર ઘટતું જ જાય.

ઘટવાની ગતિ પણ ગળિયા બળદ જેવી ન હોય મોટર કે Aeroplane જેવી હોય.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | સર્વથા | પ્રાણાતિપાત | વિરમણ | મહાવ્રત, |
| ૨ | સર્વથા | મૃષાવાદ | વિરમણ | મહાવ્રત, |
| ૩ | સર્વથા | અદત્તાદાન | વિરમણ | મહાવ્રત, |
| ૪ | સર્વથા | મૈથુન | વિરમણ | મહાવ્રત, |
| ૫ | સર્વથા | પરિગ્રહ | વિરમણ | મહાવ્રત, |

આ પાંચેય મહાવ્રતો છે.

પહેલા ત્રણ મહાવ્રતો પ્રધાનતયા પરજીવોને ઉપજતી લેશમાત્ર પણ પીડાનું સાક્ષાત્ દૂરીકરણ છે.

જ્યાં પર પ્રાણીપીડાના દૂરીકરણ રૂપ બહિર્મુખ ફલ છે. ત્યાંજ આત્મામાં દયા, કરૂણા, નિર્ભયતા, વિશ્વાસ અને સ્વાવલંબિતારૂપ આંતર્મુખ ફલો પણ આત્માને સભર કરી દે છે.

માટે જ

**મોક્ષમાર્ગ પ્રત્યેનું ઉત્થાન પરહિતરૂપ બહિર્મુખફલ સાથે જ આંતરવિકાસને ફેલાવનારૂં હોય છે.**

પ્રાણાતિપાત વિરમણ પરપ્રાણીને અભય આપે છે.

'સ્વ'ને કરૂણાપૂર્ણ હૃદય આપી મન, વચન અને કાયાને કઠોર બનાવે છે.

મૃષાવાદ વિરમણ મહાવ્રત, પરનો વિશ્વાસ અને શાંતિ બક્ષે છે. ખુદમાં નિર્ભયતા પેદા કરે છે.

અચૌર્યવ્રત 'પર' ને નિર્ભય બનાવે છે.

'સ્વ' માં સ્વાવલંબિતા પેદા કરે છે.

'બ્રહ્મચર્ય' દુનિયાની ઈજ્જત અને આબરૂનું રક્ષણ કરે છે.

'સ્વ' માં અનુપમ મહાન શક્તિનું ઉત્થાન કરે છે.

'નિષ્પરિગ્રહ' વિશ્વને નિશ્ચિંત બનાવે છે.

આત્માને આત્મ ઐશ્વર્યથી શોભાવી ઉઠે છે.

આમ પાંચે પાંચે મહાવ્રતોમાં અનુપમ સ્વ-પર

પરોપકારિતા સમાયેલી છે.

માટે જ સાધુની વ્યાખ્યા 'સ્વ-પર કાર્યાણિ સાધ્નોતિ ઇતિ સાધુ:' મહાવ્રતીમાં જ ઘટે છે.

મન, વચન અને કાયાના ત્રણે ય યોગોને મહાવ્રતી ઝકડી લે છે. માટે જ તેઓના આત્મામાં થતું એક સૂક્ષ્મ પણ આંદોલન સ્વ-પરનું શ્રેય: સાધક છે.

સ્વ-પરની શકિતનું મોક્ષમાર્ગ પ્રતિ આયોજન કરનાર તે જ મહાવ્રતી છે.

અને

'મહાવ્રતી' જ સાચો ગુરૂ છે.

[ ૩ ]

को धर्मः ?

वीतरागोक्तोऽहिंसा-यम तपोमय :

ધર્મ કયો ?

વીતરાગે ફરમાવેલ

અહિંસા સંયમ અને તપ રૂપ,

એક દિવસ ગુરૂએ પોતાના શિષ્યને એક ગંભીર વિષય સમજાવ્યો.

કેટલાક દિવસ ગયા પછી તેને જ બોલાવીને પૂછ્યું:-

'કેમ ? તે દિવસનું સમજાવેલું યાદ છે ?'

શિષ્ય:-(પુનરાવર્તનના જોરદ્વારા બોલ્યો)

'ગુરૂજી! ખરાખર યાદ છે.'

ગુરૂ :- 'બોલ! જો, શું યાદ રાખ્યું છે?'

શિષ્ય તો 'ગુરૂએ જેવી રીતે વાત સમજાવી હતી. તેવીજ રીતે તે બોલી ગયો.'

પછી....

શિષ્ય ગુરૂના મ્હોં પર પ્રસન્નતા જોવાનો પ્રયત્ન કરતો હતો.

ત્યાં....

ગુરૂએ જરા તીખાસ્વરમાં કહ્યું :-

'જતો રહે મજૂર! મેં તને મારા મગજનો ભાર ઉચકવા નથી બોલાવ્યો ?'

માનવસમાજમાં કેટલાય ખરેખર આ ગુરૂના શિષ્ય જેવા છે. તેઓ જે સાંભળે છે કે જે વાંચે છે કે જે જુએ છે પછી તે વિચારધારાને જેમ મજૂર પોટલું ઉચકે તેમજ લઈને ફરે છે!

બિચારા કદી' તે વિચારના પોટલામાં કઇ સામગ્રી છે? તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાનો પ્રયાસ સરખો પણ કરતાં નથી.

પરિણામે બિચારા વિચારોનો બોજ જ ઉઠાવીને ફરતા હોય છે

અને આજ કારણે તેઓને ઉપદેશવામાં આવેલું અવલત-ત્વ પણ પોટલું બનીને જ પડી રહે છે.

ક્યારેય તે 'વિચાર' આચારમાં પ્રવેશ પામતો નથી. પરિણામે ઉપદેશદાતા દ્વારા ઉપદેશાયેલા પરમત-ત્વો પર પણ શંકાના ભૂતો જોર જમાવે છે.

શ્રવણ 'મનન' માં પરિણમ્યા સિવાય તો જીવન-કવનમાં ગુંથાય એ કદીય બને ખરૂં ?

**જીવન-કવનમાં અપરિણત થયેલું શ્રવણ અનેકાનેક સંદેહ પેદા કરે તેમાં કાંઈ આશ્ચર્ય નથી !**

'ધર્મ કોને કહેવો ?' આવો પ્રશ્ન પણ આજ કારણથી પેદા થયો છે !

મનુષ્ય પોતાની મનનશક્તિ આવા તત્ત્વો પાછળ ખર્ચતો જ નથી.

અને....

તેથી જ વૈભવ-સંપત્તિ હોવા

છતાં દરિદ્ર નારાયણ જેવો લાગે છે !

જેને 'ધર્મ' ના ઉપદેશ પર યથાર્થ ચિંતન કર્યું હશે ? તેને આ પ્રશ્નનો જવાબ શોધી નહીં કાઢયો હોય, સે સંભવિત લાગતું નથી.

ગમે તેમ હોય પણ એટલું તો નિશ્ચિત છે કે આવા તત્ત્વોના ચિંતનના અભાવે જ માનવ દિવસે દિવસે

ભિખારી બનતો જાય છે.

માટે જ સૂરીશ્વરજી આવા પ્રશ્નોના જવાબ આપે છે.

**વીતરાગોક્તાઽહિંસાસંયમતપોમય :**

વીતરાગે કહેલ, 'અહિંસા સંયમ અને તપમય ધર્મ જ ધર્મ છે'

તેમનો જવાબ બે વિભાગમાં છે.

પહેલો વિભાગ છે 'વીતરાગે પ્રરૂપેલ.'

બીજો વિભાગ છે 'અહિંસા સંયમ તપોમયના.'

'વીતરાગ' એટલે

હરિ કે શંભુ નહીં.

રામ કે હનુમાન નહીં.

બુદ્ધ કે ઈશુ નહીં....

પણ....

'વીતરાગ' એટલે 'આત્મશોધક'

આત્મશોધક એટલે આત્માને બેસીતમ કર્મના ઝુંડમાંથી દૂર કરનાર !

તે જ વીતરાગ.

જેવું જગત છે તેવું જેણે જોયું હોય

અને

જેવું જોયું હોય તેવું જ કહ્યું હોય

તેવા

વીતરાગ જ હોય.

આવા આત્માઓ એક નહીં પણ લાખો અને કરોડો છે. હતા, અને રહેશે.

પણ....

બધા એકજ મતવાળા છે.

મૂર્ખો એકલો ગણવા બેસે તો ય ઊંધું બાફી મારે ! હર વખતે નવી નવી ગણત્રી મૂર્ખાની થાય.

પણ....

ડાહ્યા હજાર ગણવા બેસે અને હજાર ગણે તો ય જવાબ એકજ હોય.

તેમ 'વીતરાગ' તો અનેક હોય પણ તેઓનો 'મત' એક હોય !

વીતરાગે કહેલ હોય તેજ સત્ય હોય !

તેજ ઉપાદેય હોય !

તેજ આચરવા યોગ્ય હોય !

તેજ સ્વાદિષ્ટ,

હિતકારી,

તથ્ય અને

પથ્ય હોય

તેથી જ

'અહિંસા સંયમ અને તપ' એ વીતરાગે ફરમાવેલા હોવા જોઇએ.'

'અહિંસા સંયમ અને તપ' એ તો પ્રબળ શક્તિવાન્ કસોટીનો પથ્થર છે. સાચો ધર્મ સાચા સોનાની માફક ઝગમગાટ કરી શકે છે.

**અહિંસા :–**

પ્રાણીની ઇચ્છાઓ ઝંખનામાં પ્રગટે છે.

ઝંખનાનું જોર માનવીને મૂઢ બનાવે છે.

અને....

મૂઢતા જ આખરી આક્રમણમાં પરિણમે છે.

કોઇ પણ દુન્યવી ચીજની ઇચ્છા જ્યારે ઝંખના બનીને માનવને મૂઢ બનાવે છે.

ત્યારે માનવી ક્રૂરમાં ક્રૂર આક્રમક બનતાં પણ પાછી પાની કરતો નથી.

ગામોના ગામોને

શહેરોના શહેરોને

પણ....

સળગાવી શકે છે.

**આમાં જ મૂઢ માનવ પોતાની મહત્તા સમજે છે.**

પણ....

**જે વાસ્તવિક રીતે મહાપાશવતા છે.**

અહિંસા આ જ પાશવતાનું ઉર્ધ્વીકરણ છે.

ઇચ્છા અને ઝંખનાના બળોને અંતર્મુખી કરવાનું અમોઘસાધન એટલે જ અહિંસા.

જ્યાં અહિંસા છે ત્યાં જ અંતર્મુખતા છે.

ત્યાં જ પરમાત્મદર્શનની વાતો પણ સંભવે છે.

'અહિંસા' એ પરવેદનાના પ્રત્યક્ષીકરણની ભૂમિકામાંથી પેદા થાય છે.

જ્યાં સુધી પારકાની વેદના ન સમજાય ત્યાં સુધી અહિંસાનું પાલન થઈ શકે નહી.

'અહિંસા' એ જ ધર્મમાર્ગની પરમવિકાસિકા છે.

જેઓએ પરની પીડા પોતાની પીડા માની છે, તે જ આ સત્યધર્મ પર સ્થિર રહી શક્યા છે.

પણ....

જેઓએ પોતાની પિપાસાને મુખ્ય માની છે, તેઓ કદીય આવા ધર્મો સ્થાપી શક્યા નથી.

અને....

પાળી શક્યા પણ નથી.

અહિંસા વિનાનો ધર્મ તો અધર્મ કરતાં પણ ભયાનક છે!

અને તેવા ધર્મોએ ધર્મપ્રચારના નામે મહાન્ યુદ્ધો સર્જ્યાં હતા!

ધન્ય છે તે તીર્થંકર ભગવંતોને!

જેઓએ સંપૂર્ણ અહિંસાથી શાંતિમય ઉદ્ઘોષણા રૂપે પોતાના ચરણમાં આવેલ,

સિંહ–વાઘ

સર્પ–નકુળ

બિલ્લી–ઉંદરના શાશ્વતવૈરને પણ સમાવી અહિંસાના પરમનાદથી આ વિશ્વને સજીવન રાખ્યું છે.

વિશ્વમાંના કોઈ પણ જીવનું કે સમસ્ત વિશ્વનું અસ્તિત્વ અહિંસા વિના કદી ટકી શકે જ નહીં

પણ....

આ અહિંસા કેવળ નિર્બળતાનું જ પરિણામ હોય તો ધર્મ નથી!

કારણ?

ત્યાં પ્રતિકારની શકિત ન હોવાં છતાં પ્રતિકાર કરવાની વૃત્તિરૂપ પાશવતા તો છે જ!

છૂપી પણ પાશવતા પોષણની વૃત્તિ ધર્મ ન હોય!

માટે સાચો ધર્મ અહિંસાની સાથે સંયમ અને તપને જોડનારો જ હોય.

'સંયમ' નું સાચું સ્વરૂપ પરાક્રમશાલીતા છે.

પણ....

પરાક્રમશાલીતા હોવા છતાં તેમાં આક્રમણતા નથી.

કારણ....?

આક્રમણ એ ભૌતિક વિકાર છે.

જ્યારે પરાક્રમ એ આત્માનો આવિષ્કાર છે.

આક્રમક હજારોનો નહીં લાખોનો હિંસક બની શકશે.

પણ....

એક દિવસ ચોકક્સ હાર ખાશે !

લાખોની લાશ પાડીને પણ પોતાની લાશને પડતી નહીં રોકી શકે !

જ્યારે સંયમીરૂપ પરાક્રમી એક દિવસ વિજયની પતાકા દૂર દૂર ફરકાવશે.

**પરાક્રમીને કોઇની ગરજ નથી.**

**પરાક્રમીને કોઈની જરૂર નથી.**

આક્રમીને આખરે આક્રમણ કરવા તો કોઈ જોઇએ જ ને ?

માટે જ

પરાક્રમ સ્વાધીન છે.

આક્રમણ પરાધીન છે.

**સ્વાધીનતા એ જ સંપૂર્ણતા છે.**
**પરાધીનતા એ જ અપૂર્ણતા છે.**

'ઇંદ્રિય' અને 'મન' પર પરાક્રમ કરી સંયમી સારા યે જગતના દુઃખને સુખમાં ફેરવી નાંખવાની અનોખી તાકાત પેદા કરે છે.

સંયમ એટલે સાચા અર્થમાં દુઃખમાંથી જ સુખ પેદા કરવાની અજીબ જડીબુટ્ટી છે.

અભાવમાંથી સ્વભાવ પેદા કરનાર મહાજાદુ છે.

ખરી રીતે જોતાં સંયમ વિના અહિંસા શક્ય જ નથી !

અને....

સંયમની સાચી સાધના 'તપ' વિના કદી પણ થઈ ન શકે !

મદમસ્ત બનેલા હાથીને કે વિફરેલા ઘોડાને વશ કરવો હોય તો તેના મદ કે ઉન્માદને તો શાંત પાડવો જ જોઇએ.

એક વખત મદ કે ઉન્માદ શાંત પડી જાય, પછી કાબુ મેળવવો શક્ય છે. માટે જ સંયમ એ ધર્મનું અનિવાર્ય અંગ છે.

સંયમમાં ઇંદ્રિયદમન એક જુલ્મ છે. એવું કેટલાક

માને છે. અને 'વાસના'ના ગંદકી ભર્યા પ્રવાહને ગંગાનો પ્રવાહ માનીને તેમાં જ સ્નાન કરવું શ્રેયસ્કર માને છે.

પણ....

આ મહાભ્રાંતિ છે. સંયમમાં દમન છેજ નહીં

છતાંય....

કદાચ દમન જેવું દેખાય છે.

ઇંદ્રિયો પર જુલ્મ જેવું દેખાય છે

પણ જુલ્મને શાંત કરનાર છે.

તેનું વાસ્તવિક સ્વરૂપ દમન કે જુલ્મ નથી પણ આત્મરમણનો મહાઇલમ છે. તે જ સંયમનું સ્વરૂપ છે.

ઇંદ્રિયોને અંકુશમાં રાખનાર જુલ્મી નથી,

પણ....જુલ્મને શાંત કરનાર છે.

સંયમનું જ વધુ પ્રખર કે વિશુદ્ધ-સ્વરૂપ 'તપ' છે.

દેખાવમાં તપ કઠોર લાગે .છે

પણ....

કઠોરતા જ કોમળતાની સંરક્ષક હોય છે!

ચામડી કઠોર ન હોત તો માંસની મૃદુતાનું રક્ષણ કેવી રીતે થાત?

પુષ્પની નીચે કઠોર કવચ ન હોય તો કોમળ પાંખડીઓનું અસ્તિત્વ કેવી રીતે ટકી શકે?

વિશ્વનો એક સનાતન નિયમ જ છે કે કોમળતાના પોષણ માટે કઠોરતાની જરૂર છે.

'તપ'ની કઠોરતાથી દેહની કોમળતાનો કદાચ સંહાર થતો પણ હશે.

પણ....

સાથેજ પરમકૃપારસમય પરમાત્મભાવ રૂપ મૃદુતાનું ત્યાંજ પોષણ થાય છે.

'તપ' એ કેવળ દેહદમન છે. એ વાકય તો 'તપ'ના નામે થઈ ગયેલ લાંઘણના પરિચયના પરિણામો છે.

**'તપ'ની સાર્થકતા ફકત દેહને નિર્બળ બનાવવામાં નહીં.**

પણ...

**આત્માને નિર્મળ બનાવવામાં છે.**

વીતરાગ દ્વારા ઉપદેશિત

'તપ' એ દેહદમન નથી

પણ

'વાસના' શમન છે.

'તપ' વિના ધર્મની પૂર્ણતા કાલ્પનિક છે.

બહારની દુનિયામાં અટવાઇ રહેલા આત્મપરિબળો

જ્યારે અંતર્મુખ બને છે, ત્યારે જ પ્રચંડ તાકાત પેદા કરે છે, તે જ વાસ્તવિક 'તપ' છે.

અને....

તેથી જ મોક્ષમાર્ગની આરાધનાનું અંતિમ શિખર પણ 'તપ' જ છે.

'અહિંસા સંયમ અને તપ' આ ત્રણેય પરિબળો સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્રમાં ફેલાયેલા છે.

ધ્યાન ધ્યાતા અને ધ્યેયનો અભેદ કરે છે.

સાધન, સાધક અને સાધ્યની દિવાલોનું વિલીનીકરણ છે

સુખ-સુખના ઉપાયો અને સુખ ત્રણેયનું સુખમાં સમીકરણ છે.

અધમાત્માનું ઉર્ધ્વીકરણ,

મહાત્માનું પ્રગટીકરણ

અને

धार्यते अनेन इति धर्म:

એ વ્યાખ્યા પ્રમાણે અનંતકાળ સુધી શાશ્વત-સ્થાય બનાવવાની યોગ્યતા આ ત્રણેયના સુભગ સાંનિધ્યમાં જ છે.

☆

भगवन्नत्र कः शत्रुः!

प्रमादं मन्यतां शिशो!।

किमस्ति चंचलं लोके?

समाम्नातं मनो बुधैः ॥ ८ ॥

## પ્રકરણ : ૮:

'હે ભગવાન શત્રુ કોણ છે !'

'પ્રમાદ સાચો શત્રુ શિરો.'

સારાંય વિશ્વને નિહાળવાની તાકાત ધરાવતી આંખની કમનશીબી માત્ર એક જ છે કે, 'તે પોતાનું સ્વરૂપ નીરખી શકતી નથી.'

આંખની નહીં–

માનવની પણ એ જ દશા છે !

એવી જ નહીં–

તેનાથી પણ વધુ ભયંકર છે.

**તે સમગ્ર વિશ્વને જોવાનો દાવો ધરાવે છે.**

**પણ...**

**માત્ર પોતાની જાત બાકાત રહી જાય છે– તે જ ભૂલી જવાય છે !!**

માનવને પ્રશ્ન કરીએ કે, 'તારો મિત્ર કોણ કે શત્રુ કોણ ?'

તો પણ,

તે બહાર જોઈને જ જવાબ આપશે. અંદર

જોવાની-પોતાને જોવાની તેને ટેવ જ નથી.

પણ....

અહીં કોઈ સાધકે આંતર દૃષ્ટિવાળા કોઈ મહાત્માને પૂછ્યું કે : 'શત્રુ કોણ છે ?'

મહર્ષિએ જણાવ્યું કે :-

'વ્હાલા શિશુ !

**તારામાં રહેલો પ્રમાદ-**

**...બેદરકારી—તેજ તારો શત્રુ છે.'**

ક્ષણભર વિદ્યુત્‌નો આંચકો લાગે તેવો અનુભવ આ જવાબ કરાવે તો ય આશ્ચર્ય નથી !

નાનો છોકરો ઘુંટણે ચાલતો હશે ? કયારેક પડી જશે તો રોવા માંડશે અને તેની મા આવીને કહેશે....

'બેટા ! ઊભો થઇ જા ! સાલી જમીન ખરાબ છે. તને પાડી નાખ્યો કંઈ નહીં હું તેને લઢીશ' અને બાલક મારનુ દુઃખ ભૂલી એક આનંદની સ્ફૂર્તિ મેળવશે. અને દોડવા માંડશે.

**પોતાની ભૂલે બીજાને દંડીને આનંદ મેળવવાનો મનુષ્યને અનહદ શોખ છે.**

જેથી તે કોઇ પણ ગુન્હા માટે પોતાની જાત નિર્દોષ છે. તેવું તે શોધી કાઢે છે, અને પોતે આનંદ માને છે.

**પરિણામે કોઈ એવું પ્રમાણ મળી આવે છે કે, જ્યારે તે પોતે દોષિત-ગુન્હેગાર સાબિત થઈને બહાર આવે છે, ત્યારે તેનામાં એક રોષનો દાવાનળ સળગી ઉઠે છે.**

આવો દાવાનળ કદાચ પોતાની જાતને અરે! પોતાની બેદરકારીને જ પોતાનો શત્રુ માનતાં આપણામાં જાગે તો કોઇ આશ્ચર્ય નથી!

પણ....

કોઈના પર પથ્થર મારે ખુદનું દુઃખ કદી ન મટે!

વૃક્ષની ડાળી પર પ્રહાર કરે. મૂળને શું થાય?

'બેદરકારી' એજ શત્રુ છે.

**આપણી બેદરકારી એજ આપણો વિનાશ છે.**

રસ્તે ચાલતાં કેટલાય લહેરીઓ મોટરના પૈડાને આહુતી આપે છે.

કોઈ દવાની અધિક માત્રાનો ભોગ બન્યા છે, તો કોઇક માત્રાને ભૂલીને રોગનો ભોગ બન્યા છે.

એક ક્ષણની આળસે,

પ્રમાદે જેટલા મરણ નિપજાવ્યા છે. તેટલાં મરણ કોઇએ નથી નિપજાવ્યા.

એક શ્રીમંતના ઘરમાં નવી પુત્રવધૂ આવી. પિતાએ પુત્રને કહ્યું કે:-

'બેટા !

તું રૂપથી મોહ્યો છે.

તેં ગુણને નથી જોયાં.

સાવધાન રહેજે હોં !'

પુત્રને તેવી વાતની કોઇ દરકાર હતી નહીં. એક વેળા રાતે પુત્રને તરસ લાગી. પત્નીને પાણી લાવવા હુકમ કર્યો. બહાર વરસાદ વરસી રહ્યો હતો. પવન જોરશોરથી આવતો હતો. ઠંડી અંગને કંપાવી દે તેવી હતી. બીજે માળે આવીને પાણી લાવવાનું મન પત્નીને ન થયું. પણ પાણી તો લાવવું જ પડે !

પત્ની હાથમાં પ્યાલો લઇને બારી આગળ ગઇ. નેવાંની નીચેથી પાણી આવતું હતુ, ત્યાં પ્યાલો ધરી દીધો. અને પાણી લઇને પતિને પાયો. બસ પછી તો બાર વાગ્યા સુધી'યે તે ઉઠે શાનો ?

ઘરના વડીલોની ચિંતા વધી ગઇ. જોવા જાય છે. ત્યાં ચેતન વિનાનો દેહ હાથમાં આવ્યો ?

પિતા ખૂબ અકકલવાળા હતા. રાતે શું થયું ? તેની પૂરપરછ કરી. પત્નીએ પાણીની વાત કરી. છાપરા પર જઇને પિતાએ જોયું, તો મોટો ઝેરી નાગ પડયો હતો.

પિતાએ કહ્યું કે '**બેટા ! તમારી આળસે જ તમારા પતિ સ્વર્ગે સીધાવ્યા છે.'**

આવા આવા અનેકાનેક દાખલા બનવા પામે છે. પણ જ્યારે આવુ કંઇક બનવા પામે છે ત્યારે દુઃખમાંથી

ઉભરાયેલી ગંભીરતા આવી જાય છે. પણ **થોડી ક્ષણોમાં જ બધા પ્રહારો વિલીન થઈ જાય છે. પાછી આહતો મનનો કાબૂ લઈ લે છે.**

પણ....

**જે પોતાના દુર્ગુણોને કારણે વિશ્વને જવાબદાર ગણે છે. તેજ વિશ્વના અસહ્યબોજ નીચે કચડાઈ જાય છે. ને અસહ્ય વેદનાથી રીબાઇ-રીબાઇને મરણને શરણ થાય છે!**

પ્રમાદનો સામાન્ય અર્થ 'આળસ' છે. છતાં અધ્યાત્મક્ષેત્રમાં તેનો અર્થ અત્યંત વિકસિત છે,

**પ્રમાદ એટલે વિવેકશૂન્યતાને નોંતરનાર કોઈ પણ ભાવના!**

અધ્યાત્મ શાસ્ત્રકારોની નજરમાં:-

તત્ત્વનો મિથ્યા પક્ષપાત,

વ્રતશૂન્ય જીવન,

ક્રોધ, માન,

માયા લોભ,

આ બધું પ્રમાદ છે.

કારણ ?

તે પ્રત્યેકમાં વિવેક-શૂન્યતા પેદા કરવાની એક

અનર્ગલશક્તિ છે.

**વાસ્તવિક રીતે આજ આપણા આત્માના શત્રુ છે. તેથી આગળ વધીને કહીએ તો તેવો આત્મા જ દુશ્મન છે, અને તેમાંથી મુક્ત આત્મા જ આત્માનો મિત્ર છે.**

": आत्मैव आत्मनो बंधु :"
"आत्मैव रिपु: आत्मन :'

**જો સાચે-સાચ જ માનવ પોતાની જાતને દુશ્મન સમજે તો પોતાની જોડે યુદ્ધ કરવું પડે !**

આ યુદ્ધ માનવને ખૂબ આકરૂં લાગે છે. હજારોનો નહીં લાખોનો એકી સાથે સંહાર કરનાર દયાથી નહીં પણ ક્રૂરતાથી જ સંહાર કરનાર પણ પોતાની સાથે યુદ્ધ આદરી શકતાં નથી.

પોતાની આદતો-બેદરકારીઓનો બળવો પોકારવાની તેની હિંમત અત્યંત અલ્પ છે. અને તેથી જ તે થોડીક આદતોનો ગુલામ બનવા તૈયાર થઈ જાય છે.

**આદતોને સ્વામી તરીકે સ્વીકારે છે, અને બીજાની પાસે તેની દુશ્મનાવટનું વેર વાળે છે. માટે જ મહર્ષિનો જવાબ સત્ય હોવા છતાં ચોંકાવનારો લાગે છે.**

ધ્યાનમાં રાખજો કે જે પોતાનામાં રહેલા દુર્ગુણોને જાણે છે, તેજ વિશ્વનું નિયંત્રણ કરવા એક દિવસ શક્તિશાલી બની શકે છે.

[૨]

**किमस्ति चंचलं लोके ?**
**समाम्नातं मनो बुधैः ।**

'શું છે આ વિશ્વમાં ચંચલ ?
'પંડિતોએ **'મન'**ને કહ્યું'

સમુદ્રના તટ પર ઉભેલો માનવી સપાટીને પતિક્ષણે અંગાભળતી નિહાળે છે. અને આશ્ચર્યમુગ્ધ બની જાય છે.

એક મોટી લ્હેરની સાથે બીજી લ્હેર અથડાય છે. અને અનેકાનેક નાની-મોટી લહુરીઓ પેદા થઇ જાય છે !

પવનના જોરે હાલતું પાંદડું જુએ છે ને મનુષ્યને અનેરૂં કુતુહલ પેદા થઇ જાય છે !

મંદિર પરનો ધ્વજ હવાની થપાટો ખાતો ખાતો જે ફડફડાટ કરે છે. તે સાંભળીને માનવ દિઙ્મૂઢ થઈ જાય છે!

જોરથી ચાલતા વિદ્યુતપંખાની પાંખો અદૃશ્ય થઈ જાય છે. તે જોઇને નાના બાળકને જાદુ લાગે છે ! ! !

અત્યંત ગતિશીલ વિમાનનો અવાજ જ્યાં થાય ત્યાં

તે ઉપર જોવા જાય છે અને તેટલીવારમાં તો તે દૂર નીકળી જાય છે.

સૌને એક પ્રશ્ન થઇ ઊઠે છે કે આટલી બધી તીવ્રગતિ કોને આભારી ? આ બધાથી પણ કોઈ તીવ્ર વેગવાન ખરૂં ?

**ગતિ છે ત્યાં ચલન છે.**

**અને**

**ચલનની તીવ્રતા ચંચળતાને પેદા કરે છે.**

**માનવી પૂછે ઊઠે છે કે આ બધા કરતાં ચંચળ કોણ ?**

આવા જ કોઈ દશ્યો જોઇને કોઈ શિષ્યે પૂછવાની હિંમત કરી નાંખી હશે કે આ બધામાં **સાથી અધિક ચંચળ કોણ ?**

શિષ્યે અપેક્ષા રાખી હશે કે કોઇ વધુ વેગીલી કે જોસીલી વસ્તુનું નામ જાણવા મળશે. નહીં જાણેલી કોઇ વસ્તુનું નામ જાણવા મળેશે. નહીં જાણેલી કોઈ વસ્તુનું નામ તો સાંભળવા મળશે !

પણ....

ગુરૂએ જવાબ વાળ્યો

કે **'તારૂં મન જ સૌથી વધુ ચંચળ છે.'**

ત્યારે શિષ્ય મૂંઝાઈ ગયો.

મૂંઝવણથી અવાક્‌મુખ બનેલો શિષ્ય વિચારે છે કે

'શું ગુરૂની આ વાત સત્ય છે?'

અને....

તેની પાસે એક કલ્પના-

ચિત્ર ખડું થઈ જાય છે. શિષ્ય ગુરૂની વાત વિચારી રહ્યો છે

સમુદ્રના તીર પર ગયો. જલતરંગોને જોતાં પોતાની જાતને તે યાદ કરે છે. તે વખતે મન શું વિચારી રહ્યું છે? તેની યાદ આવે છે.

તનને સમુદ્રના કિનારે જુએ છે. પણ મનને ક્યાંનું ક્યાંય ઊડતું જુએ છે.

તરંગો પરથી ઊડેલું મન, ગુરૂની પાસે આવ્યું. ગુરૂની પાસે આવી પ્રશ્નની રજુઆત કરવા લાગ્યું. ત્યાંથી ઊઠીને કોઇ વ્યક્તિ પાસે આવ્યું. પોતાના અનુભવનુ નિવેદન કરવા માંડયું. ત્યાંથી હજારો માઇલ દૂર રહેલા પૂર્વના કોઇ બુદ્ધિશાળી મિત્ર પાસે પહોંચ્યું.

અને....

પછી તો મૂળ દિશા ક્યાં

રહી ગઇ ને....

શું નું શું યાદ આવવા માંડયું....

ક્યાં ગયું? અને ક્યાં આવ્યું? તે વિચારતાંજ શિષ્ય પરેશાન થઈ ગયો.

દેહ તો હજી સમુદ્રના તટેજ દેખાય છે. દૃષ્ટિ તરંગોને ગણુતી દેખાય છે.

પણ....

**મનના ભ્રમણુનો કોઇ અંત દેખાતો નથી.**

**સમય માત્ર બે મિનિટનોજ ગયો છે.**

વળી પાછું તેનું મન કોઇ દૈનિક ક્રિયા પાસે દોડી આવ્યું. અને શિષ્યે પોતાનો દેહ સમુદ્રના તટથી ઉપાડયો.

ગુરૂનો જવાબ મેળવીને તેને બે મિનિટનુ આ દૃશ્ય જોયું.

ત્યારે સમજાયું કે....સમુદ્રના મોજાને મર્યાદા હતી..

દોડતાં હતાં

છતાં ય....

કિનારે આવી શાંત થઇ જાતાં !

**મારાં મનની કોઇ મર્યાદા હતી?**

સમુદ્રના મોઝા તો તેનું તે જ પાણી લઇને ઊછળતાં હતાં. મારૂં મન તો કેટલાય તરંગોને લઇને ઊછળ્યું અને કેટલાયને કિનારે ફેંકી દીધા,

સમુદ્રના એક તરંગ અને બીજા તરંગ વચ્ચેનું અંતર તેને માલુમ પડ્યું.

પણ....

**વિચારના બે તરંગો એક સાથે ઉછળે કે જુદા જુદા છોડે છે, તે તેને વિચાર કરતાં પણ ના સમજાય એવું લાગ્યું.**

આજ મનની દશા છે!

સમુદ્રના તરંગ કે વાયુની ગતિ કરતાં પણ અનંતગણું ચંચળ છે.

**મનને સ્થિર થવાની ટેવ જ નથી.**

**કારણ?**

**તેને ઘણાંના અવાજો સાંભળવાની ટેવ પડી છે!**

દુકાનમાં જતું મન પત્નીનો મધુર રણકાર સાંભલે છે, ને ઘરમાં આંટા લગાડવા શરૂ કરી દે છે.

એટલામાં તો બાળમંદિરમાંથી બાબાનો અવાજ આવે છે. અવાજ સાંભળ્યો ન સાંભળ્યો ત્યાં તો પેઢી પરથી શેઠનો ગુસ્સાભર્યો અવાજ આવે છે.

આમ અનેકની જોડેના સંબંધ તેને ગાંડું-ઘેલું બનાવે છે!

મન માટે કોઈ અસ્પૃશ્યતા નથી.

તેના માટે કંઈ અગમ્ય નથી-કંઈ ગમ્ય નથી.

**મન માટે બધું જ છે,**

**છતાં ય**

**કશું જ નથી.**

પૂજયશ્રીએ ખૂબ ઊંડા અનુભવથી મનને નિહાળ્યું છે. તેથી જ તેમણે મનને વાયુ કરતાં ચપળ કહ્યું છે, અને તેની ચપળતાને શાંત કરવાનો રસ્તો પણ દાખવ્યો છે.

**મનની ચંચળતા નાશ કરવી હોય તો એને બને તેટલું અનેરૂં બનાવી દો!!!**

**ઈષ્ટને અનિષ્ટોના કોઈ પણ ધ્વનિને** તેનાથી સદંતર દૂર કરી દો.

ઇષ્ટનો ધ્વનિ આવશે તો એકજ છલાંગે તે ત્યાં પહોંચી જશે. તે વખતે તેની વચ્ચે કોઈ નહીં આવી શકશે.

અનિષ્ટનો ધ્વનિ આવશે કે તરત જ પલાયન થઇ જશે. કોઇ તેને પાછળ પાડી નહીં શકે—કોઇ તેને રોકી નહીં શકે.

પણ....

આ ધ્વનિ જેટલો સાંભળતાં બંધ થશો, તેટલીજ તેની ચંચળતાનો હ્રાસ થશે!

કેટલાક દર્શનકારોએ તો મનને ખરેખર ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થોમાં ફરતું જ કહ્યું છે.

કેટલાક દર્શનકારોએ તેને શરીરમાં સતત ભ્રમણ કરતું માન્યું છે.

કેટલાકે સારા શરીરમાં તેનું સામ્રાજ્ય સ્વીકારી લીધું છે!

પણ....

**સૌએ એક પ્રક્રિયા સ્વીકારવી જ પડી છે કે પાંચ ઇંદ્રિયોના ઢાંકણાં જ્યાં સુધી બંધ નહીં ત્યાં સુધી તેની ચંચળતાને રોકવાનો કોઈ ઉપાય યથી.**

બહારથી આવતો વાયુ બંધ થાય અને તળાવની પાળી મજબૂત હોય તો ગમે તેવા તરંગોને શાંત થયે જ છૂટકો !

**ઇષ્ટ અને અનિષ્ટનો અવાજ મનસરોવર માટે પ્રબળ વાયુ છે. તે શાંત થાય અને ઇન્દ્રિયપાળ મજબૂત થઇ જાય તો મનસરોવર શાંત થયા વિના રહે નહી !**

પણ....

જ્યાં સુધી આ પ્રક્રિયા નહીં થવાની ત્યાં સુધી મનની ચંચળતાને કોઇ મહાત નહી કરી શકે !

અને....

ચંચળમન તનને ખેંચી નહીં જાય તે કદી બનવાનું નહીં

**પરિણામે મનના તરંગો તનમાં, અને ઈન્દ્રિયોમાં તરંગો પેદા કરશે.**

**અને...**

**તનનાં તરંગોથી માનવસમાજ ક્ષુબ્ધ થઇ જશે.**

## આજની અસહ્ય ક્ષુબ્ધતા કોને આભારી છે?

સમાજમાં મનનો નિગ્રહ કરવાની પ્રણાલિકા નાશ પામી ગઈ છે!

જે સમાજમાં

દેશમાં

વિશ્વમાં આવી મનોનિગ્રહવાળી

વ્યક્તિઓ નથી.

ત્યાં....

ક્ષુબ્ધતા,

ખળભળાટ ચિરકાળ સુધી રહેવાના!

માટે જ

મનની ચંચળતાને પિછાનો!

ને

મનને મહાત કરો!!!

मृतिः काऽस्ति ? यशो-नाशः

क: शोकः ? स्पृहयालुता ।

बधिरो ना भवेत् कोऽत्र ?,

हित-वाक्यं शृणोति न ॥ ९ ॥

प्रकरण : ९ :

मृतिः कास्ति ?

यशोनाशः

મરણ શુ છે?

યશનો નાશ!

શબ્દ માત્ર પાણીના ઝરણા જેવા છે. પર્વતમાંથી નીકળ્યા પછી જેમ ઝરણું જુદા જુદા પ્રદેશમાં જાય છે. અને જુદા જુદા રંગ રૂપ ધારણ કરે છે.

તેમ શબ્દ પણ

તેના જન્મ બાદ નવા નવા રંગ રૂપ ધારણ કરે છે.

'મરણ' ના અર્થનો વાચક શબ્દ કોઇ પણ ભાષામાં ન હોય તે કદીય માની શકાય તેમ નથી.

'મરણ' ની વ્યાખ્યા સ્પષ્ટ કરવી એટલે મહાન શાસ્ત્ર વિવાદ ખડો કરી દેવા જેવું છે

છતાં ય

તે વ્યાખ્યા સર્વગ્રાહ્ય બને કે નહીં તે એક પ્રશ્ન છે!

આમ છત ાં અનુભવ ગોચર છે, સૌ એક વાત

સાથે સંમત છે કે :–

**મૃત્યુ એટલે શરીરરૂપ યંત્રનું વિઘટન.**

**મૃત્યુ પછી દેહ માનવનો**

**આકાર તેવો ને તેવો**

**છતાં ય**

**કશું ય કાર્ય ન કરી શકે તેવો.**

'મૃત્યુ' નો આવો અર્થ તો સૌ માન્ય કરે છે.

પણ....

તે શબ્દે પ્રવાહમાં આવીને તેના રૂપ–રંગ બદલ્યા છે.

મૃત્યુ એક અનિષ્ટ છે. અને તેથી જ તેનો અર્થ મહા અનિષ્ટ હોય તેવો બનતો ગયો છે.

અહીં પણ એજ આશય છે કે અસહ્યતમ અનિષ્ટ કયું છે ?

તેથી જ તેના જવાબમાં સૂરિદેવ ફરમાવી રહ્યા છે કે:–"

**'યશનો નાશ એજ મરણ છે.**

**એજ અસહ્યતમ અનિષ્ટ છે.'**

પ્રાય: માનવી ઈષ્ટતા અને અનિષ્ટતાના નિર્ણય પર સાધારણ રીતે સ્વકીય હકકનો ઉપભોકતા હોય તેમ લાગે છે. તેથી આદર્શવાદીઓ માટે 'મરણ' એ અસહ્યતમ અનિષ્ટ નહીં પણ એક લીલામાત્ર છે.

**આત્માની શાશ્વતતાના તાગને પામેલા મૃત્યુને પરિવર્તનથી અધિક કશું જ ન માને!**

આત્માની શાશ્વતતાનો સમાદર કરનારો આવા પરિવર્તનને તુચ્છાતિતુચ્છ માને છે.

**મરણ તે આદર્શવાદીઓના મતે અસહ્યતમ અનિષ્ટ નહીં પણ અનિવાર્ય ઘટના છે.**

મૃત્યુની અનિવાર્યતાનું સચોટ જ્ઞાન આદર્શવાદીઓ માટે મૃત્યુમાં મધુરતા ને ઇષ્ટનું ભાન જગાવે છે.

આદર્શવાદીઓ માટે અસહ્યતમ અનિષ્ટ કયું ?

તેજ પ્રશ્નનો જવાબ સૂરિદેવ ફરમાવી રહ્યા છે, **આદર્શવાદી માટે 'યશનો નાશ' એજ મૃત્યુ છે.**

એક નહીં પણ, અનેક મૃત્યુની પીડા આદર્શવાદી યશના નાશમાં અનુભવે છે.

આજના વિશ્વની પરિસ્થિતિ વિકટ છે. ભોગ–વિલાસની તીવ્ર ઉત્કંઠાએ જીવનની પ્રત્યેક ક્ષણની કિંમત વધારી દીધી છે.

**જીવન સાતત્યની ઘોરપિપાસા આ યુગમાં ચોમેર ફાટી નીકળી છે, અને તેથી 'મૃત્યુ'ની કિંમત ખૂબ અંકાતી ગઈ છે.**

એક જમાનો હતો, જ્યારે તદ્દન સામાન્ય માનવ

આદર્શની પૂર્ણાહુતિ માટે જીવનની આહુતિ આપી દેવાના પ્રસંગોને ઝંખતો હતો

**વ્રત નિયમ અને આપેલા વચનોની પૂર્ણાહુતિ, એજ જીવનનું લક્ષ અંકાતું હતું.**

ભારતના રાજવીઓ શરણાગતના રક્ષણ માટે 'મરણ'ની માલાથી દેહને શોભાવવાના પ્રસંગને ધન્ય માનતા હતા.

**આર્યભૂમિના અણુલખાયેલ ઇતિહાસમાં 'મરણને આહવાન આપતો ઘેરો નાદ ઓસરતો જાય છે.**

**આર્યદર્શનોએ વ્રત નિયમ અને વચનખાતર જીવનની કુરબાની કે મૃત્યુનું મિલન પરમ ગૌરવરૂપ માન્યું છે.**

અહિંસામહાવ્રતના પાલન માટે ખંધકમુનિ નીકળી પડયા છે.

કર્મયોગે તેમના સંસારી પક્ષે બનેવી રાજાએ તે મુનિની ચામડી ઉતારી લાવવાનો હુકમ કર્યો. હુકમને આધીન મારાઓ મુનિની પાસે જઇને ઉભા.

મરણની બેપરવાહીથી મુનિ પુંગવની સ્થિરતા ઓપી રહી હતી.

મૃત્યુ સમયની આવી નિશ્ચલતાએ મારાનું હૃદય હચમચી ગયું, પણ રાજાની આજ્ઞાને આધીન થયેલ મારાઓની

વિવશતા દુષ્ટ કાર્ય કરવા માટે લાચાર બનાવી રહી હતી. મુનિએ તેની દશા જોઈને કહ્યું; 'ભાઇ ! જ્યાં મમત્વ નથી ત્યાં મોત નથી. આ દેહનું મમત્વ તો મેં ક્યારનુ ય ઉતારી નાંખ્યું છે. માટે મારા મોતની ફિકર તું કરીશ નહીં. મારૂં જીવન મહાવ્રત ગ્રહણના દિવસથી જ વ્રતરૂપ હતું. અને તારી ક્રૂર છરી પણ તે જીવનનો અંત નથી લાવી શકવાની. પણ વ્હાલા ઉપકારી! તારી છરી તો માત્ર મારા દેહનો નાશ કરીને મારા વ્રતરૂપ જીવનને ખોળિયામાંથી મુક્ત જ કરવાની છે.'

'મારે મન આ અવસર મહાપર્વ છે. પણ જો જે હોં ભાઇ આ શરીરમાં હાડ માંસ એક થઈ ગયા છે, તેથી મારા શરીરની ખાલ ઉતારતાં તને કષ્ટ પડશે. માટે મને ક્ષમા કરજે. તું કહીશ તેવી રીતે જ હું ઉભો રહીશ, તને જરાય તકલીફ તો નહીં થાય ને ?'

અને ખંધક મુનિની ખાલ ઉતરી પણ વ્રતમય જીવન નષ્ટ ન થયું, શાશ્વત થયું. અને તેથી જ તેમનો યશ શાશ્વત થઈ ગયો.

અનંત કાલ સુધી અનંત જીવો હવે તેમને 'નમો સિદ્ધાણ' એ પદથી આરાધશે, તેમનો યશ ગાશે. આવો યશ મલતો અટકી જાય એ જ 'મરણ' છે. એ જ મહાત્માઓને મન સાચું મૃત્યુ છે, પણ આ શરીરનો નાશ તે કંઈ મૃત્યુ છે? એ તો માત્ર પરિવર્તન છે.

સાચું મૃત્યુ તો 'યશનો નાશ છે' ગૃહીત પ્રતિજ્ઞાનો ભંગ

એજ 'યશ નાશ' છે. અને આવો યશ નષ્ટ થયા પછી માનવવ નહીં પણ કેવળ શબ જ જીવતું હોય છે, જે માત્ર ખાવા પીવાની જ ચેષ્ટા કરી જાણે છે. પણ જીવવાની કોઇ તાકાત તેનામાં હોતી નથી.

[ ૨ ]

कः शोकः?

स्पृहयालुता

શું શોક?

જગતની સ્પૃહા

ચાણાકયને જંગલમાં ફરતાં ફરતાં એક કાંટો વાગ્યો. ચંદ્રગુપ્ત સામે આવી રહયો હતો. તે ઇંતેજારીપૂર્વક ચાણાકયની સામે જોવામાંડયો.

ચાણાકયે જરા પણ ખચકાયા વગર મૂળ સહિત તે કાંટાના વૃક્ષને ઉખાડીને એક બાજુ ફેંકી દીધું.

ચંદ્રગુપ્ત આશ્ચર્યથી વિચારવા લાગ્યો. તેને ચાણાકયની દીર્ઘદૃષ્ટિ સમજાઇ.

**આજે સર્વત્ર જ્ઞાન વધતું કહેવાય છે. પણ ખરેખર અજ્ઞાન વધી રહયું છે.**

**રોગ થાય છે તેનું જ્ઞાન વધ્યું, પણ કેમ થાય છે? તેનું અજ્ઞાન વધી ગયું છે.**

તેવી જ રીતે શોક શુ છે? તેનું આજે લોકોને ઘણું સુંદર જ્ઞાન છે.

પણ....

**શોક કેમ છે? તેનું કોઇને ભાન નથી.**

કોઇ એક ભાઈ સિનેમા જોવા જતાં હતાં. રસ્તામાં કોઇ સારો વિચારક મળી ગયો.

પેલા પ્રેક્ષકને વિચારકે પૂછ્યું;

"ક્યાં જાવ છો ?'

પ્રેક્ષકઃ– 'સિનેમા જોવા.'

વિચારકઃ– કેમ ?

પ્રેક્ષકઃ– 'જરાક કંટાળો આવ્યો છે. મગજ કામ કરતું નથી માટે જરા માઇન્ડ ફ્રેશ (Mind Fresh) કરવું છે.

વિચારકઃ– (ખૂબ ગંભીરતાથી કહ્યું) ખૂબ ખેદની વાત છે. આજે સૌને તમારા જેવી ફરિયાદ હોય છે હો !

પણ....

વાંધો ન હોય તો એક વાત પૂછું ?

પ્રેક્ષકઃ– "પૂછોને કોણ ના પાડે છે." (પણ તેમ કહેતા તેના શબ્દ અને મુખ પર કંટાળો સ્પષ્ટ દેખાતો હતો)

વિચારકઃ– "તમને કંટાળો શાથી આવ્યો છે તેની ખબર છે?

પ્રેક્ષકઃ– "એ તો કોઇને ખબર પડતી હશે? કંટાળો આવ્યો એટલે આવ્યો."

હવે પેલા વિચારકે વધુ વાત કરવાનું માંડી વાળીને એક જ વાકય ઉચ્ચાર્યું.

**જે પોતાને કંટાળો કયાંથી પેદા થયો? તે જાણતો નથી. તે કંટાળાને કેવી રીતે દૂર કરી શકશે?**

જે માથા પરના બોજાને અનુભવે છે, પણ બોજ કયાં રહયો છે તે જે જાણી શકતો નથી. તે બોજથી હળવો કેવી રીતે બનશે?

"શું સાચે જ તમે ઘેરથી થયેલા કંટાળાને સિનેમામાં દૂર કરી શકશો?"

વિચારક પોતાની દુનિયામાં ચાલ્યો ગયો.

પણ....

પ્રેક્ષકના મગજમાં નવાં આંદોલનો મૂકતો ગયો.

તેના વિચારમાં તેને કંઈક નવીનતા દેખાઈ.

**તેને સમજાયું કે ત્રણ કલાકના સિનેમા-પ્રેક્ષણમાં કંટાળો દૂર થવો તો ખરેખર મુશ્કેલ છે, વધુમાં વધુ થશે તો કંટાળો કયાંક છૂપાઈ જશે.**

કંટાળો એટલે ખેદ

ખેદની–દુઃખની લાગણી એટલે શોક.

માટે અહીં પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે શોક શું છે?

**શોકઃ– એક પ્રતિકૂળ લાગણી જ ને?**

પણ....

આપણી દૃષ્ટિમાં કંઈક બીજું આવે છે.

**લાગણીનો પ્રતિકાર લાગણી છે, તેનું જ્ઞાન થવું બહુ મુશ્કેલ છે.**

નિયત પ્રસંગ અને નિયત વાતાવરણમાં હર્ષનો આવેગ પણ આપણે જ પ્રાપ્ત કરી શકીએ છીએ. તો પછી શોક શીદને મેળવવાનું પસંદ કરતાં હઈશું?

**બહારના સંજોગો બદલાય કે ન બદલાય પણ અંતર તો અવશ્ય બદલી શકાય છે.**

શોકની ઉત્પત્તિને જણાવવા માટે સૂરિદેવે જણાવ્યું છે કે "**સ્પૃહયાલુતા એ જ શોકનું કારણ છે,**' એ જ

સ્પૃહયાલુતા જ શોકમાં પરિણમે છે. શોકને કાપવો હોય તો સ્પૃહયલુતાને કાપો.

**સ્પૃહયાલુતા એટલે પરાધીન પદાર્થની પ્રાપ્તિની તીવ્રલાલસા!!!**

પતિ–પત્નીને સદકાળ માટે ઝંખે છે, તે સમજે છે કે આ મારી સ્વાધીન ચીજ છે.

પણ....

તે પતિ અને પત્ની બંને મૃત્યુને આધીન છે.

**તેઓ બંને પરાધીન છે.**

**દેહ રોગને આધીન છે.**

**ઇંદ્રિયો શિથિલતાને પામનારી છે.**

**ધન ભયને આધીન છે.**

**સ્વજનો સ્વાર્થની સિદ્ધને આધીન છે.**

**ભોગ વિલાસના પદાર્થો કાલના અનિવાર્ય પરિવર્તનને આધીન છે.**

**જગત્ માત્ર પરાધીન છે.**

પરાધીન ક્યારે સંગ છોડી દે તે કહેવાય નહીં!
પરાધીનના સંગનો ભંગ કદી થયા વિના રહે નહી!

**આ સંગના રંગનો ભંગ તે જ શોક છે.**

**તેથી જ વસ્તુની સ્પૃહાથી દૂર રહેવામાં જ**

ડહાપણ છે.

તંદુરસ્તીની પણ જે સ્પૃહા કરતો નથી, તેને રોગથી શોક કેવી રીતે આવે ?

ઈંદ્રિયોથી જેને મોજ મઝા માનવાની અપેક્ષા સેવી નથી, તે તેની નબળાઈ આવતાં કેવી રીતે દુઃખ પામે ?

સ્વજનો મારૂં હંમેશા સારૂં કરે તેવી સ્પૃહાને જેણે બળવાન બનાવી નથી, તેના માટે શોક કેવી રીતે પેદા થઈ શકે ?

ભોગ-વિલાસના પદાર્થની ઝંખના જેને કરી જ નથી, તેને તે પદાર્થોનો નાશ કેવી રીતે શોક પમાડી શકે ?

ધનની જેને કદી જરૂરિયાત કબૂલી જ નથી તેને ધનનો નાશ શું શોક પમાડી શકે ?

**જેને સ્પૃહા છે**

**આકાંક્ષા છે.**

**ત્યાં,**

**અવશ્ય શોક છે.**

'વિલાસી' માનવી સ્રીની સ્પૃહાથી સારૂં યે જીવન સળગતો રહે છે. 'ત્યાગી' તે સ્પૃહાનો ક્ષણવારમાં અંત કરી જીવનભર સુખ માનતો રહે છે.

કંજુસ એવો કરોડપતિ પણ અબજની ઇચ્છામાં રાત-દિન વૈતરૂં કરે છે. બે પાંચ રૂપિયાની ગડમથલ થાય તો

શોકમાં આવી જાય છે

જ્યારે ઉદાર સ્પૃહાને તોડીને બે પૈસામાં પણ આનંદ માને છે.

**સાચા વિરાગીને જીવતે જીવ સળગાવવામાં આવે છતાં ય શોક પેદા થતો નથી.**

જેમ ક્રોડાધિપતિને ઘરમાં તણખલું આવે કે જાય તે બહુ મહત્વનું નથી. તેમ નિસ્પૃહને,

ધન,

વૈભવ,

શરીર,

સ્વજનવર્ગ આવે કે જાય

કશી અસર થતી નથી.

માટે જ પ્રાચીન શાસ્ત્રકારોએ કહ્યું કેઃ–

'સ્પૃહા છે ત્યાં સુધી જગતની કિંમત લાગે છે, ત્યાં સુધી તેના માટે શોક છે.'

निस्पृहस्य तृणं जगत्

સ્પૃહા ગઈ એટલે જગત્ તણખલું માત્ર છે.

તણખલું હવામાં ઊડે કે જમીન પર પડે તેની કોઈ મહત્તા નથી.

નિસ્પૃહ માટે જગતની કોઈ મહત્તા નથી.

જગતની જેને મહત્તા નથી

તેને

શોક કદી પેદા થતો નથી

[ ३ ]

बधिरो को भवेदत्र ?

हितवाक्यं शृणोति न यः।

બહેરો કોણ છે?

જે હિતવાકય સાંભળે નહીં

શિષ્યનો પ્રશ્ન છે બહેરો કોણ?

ગુરુ: "તું કોણે બહેરો સમજે છે?"

શિષ્ય: "કાન વિનાનાને"

ગુરૂ: "શા માટે?"

શિષ્ય: "શા માટે? કેમ સાંભળતો નથી માટે?"

ગુરૂ: "સાંભળવાનું શા માટે?"

શિષ્ય: (જરા મૂંઝાયો પણ હિંમત કરીને બોલ્યો)
"શા માટે શું?" સાંભળવાથી જ્ઞાન થાય માટે?"

ગુરૂ: (આગળ ચલાવ્યું) જ્ઞાન શામાટે કરવાનું?

આ હિત વાક્યની ખાસ ખાસિયત એ છે કે તે

**પ્રથમ કર્કશ લાગે છે**

**અને**

**પછી તે સુંવાળાં લાગે છે**

તેની આ પરિસ્થિતિનો લાભ ઉઠાવ્યો છે અહિતવાક્યે

**અહિતવાક્યે શરૂઆતમાં કુમાશ અજમાવવાની બધી વિદ્યા સિદ્ધ કરી દીધી છે.**

**પરિણામે હિત વાક્યો,**
**ઉપદેશ વાક્યો,**
**અંતિમ સિદ્ધિના સાધક વાક્યો,**
**શાશ્વત સુખના આપક વાક્યો.**

એટલા કડવાં લાગે છે

કે

છતે કાને સાંભળવાનું મન થતું નથી અને બહેરાપણું નહીં મળ્યાનું દુઃખ થઇ આવે છે.

આવા હિતવાક્યો જે નથી સાંભળતાં તેને કાન હોય કે ન હોય સહુંજ સરખું છે!

માટે જ શાસ્ત્રકારોએ કાનવાળા આ બહેરાઓને જ બહેરા કહ્યા છે.

કાનવાળાના બહેરા કહેવાથી પણ હિતને સમજી શકે

પણ....

કાનવાળા બહેરા તો હિતવાક્ય સંભળાવનારાનાં પણ કાન બહેરા થઈ જાય તેવી રાડો પાડવા તૈયાર થઇ જશે!

માટે જ હિતોપદેશ- મોક્ષપદેશ સાંભળનારા કાનવાળા હોવા છતાં સાન વિનના છે અને સાન રહિતને જ્ઞાનરહિત કે બહેરા કહેવામાં અતિશયોક્તિ ક્યાં છે?

को दाता ? धर्म-दाता यः,

को भ्राता ? यः शुभंकरः ।

का माता ? संयमी वृत्तिः,

कः पिता भवपारदः ॥ १० ॥

[ ૧ ]

को दाता ?

धर्मदाता यः ।

કોણ દાતા છે?

જે ધર્મનો દાતા છે.

કીડીથી માંડીને કુંજર સુધી,

માનવથી માંડીને દેવ સુધી સૌમાં ભેગું કરવાની કોઈ પણ ચીજ વસ્તુ કે વ્યક્તિ પર "મારાપણું"

જગાવવાની એક સ્વાભાવિક વૃત્તિ દેખાય છે.

સંચયની પિપાસા મૂઢતા કે ભયથી પેદા થાય છે. પિપસાને આધીન થઇ સંચય કર્યા પછી મૂઢતા કે ભયની સીમારેખા ઘણી વિસ્તૃત બની ચૂકે છે.

હિંસા જૂઠ ચોરી બધું જ આ સીમા–રેખાની અંદર પ્રવિષ્ટ થઈ જવા પામે છે.

આ વિષમતાનું સમીકરણ એટલે સંચયનું વિસર્જન

## સંચિતનું વિસર્જન તે જ દાન !
## સંચિતરાશિનો વિતરક તે દાતા !

પણ....

આવા દાનની મહત્તાનો

આધાર કયો ?

એક સોયથી માંડીને સારી પૃથ્વીનું વિતરણ પણ થઇ શકે છે, તો તેની શ્રેષ્ઠતાનો આધાર કોના પર ?

**વિતરક ધ્રૂજતા હાથવાળો પ્રશસ્ત ?**

**કે**

**હસતાં હૈયાવાળો ઉત્તમ ?**

આ બધા પ્રશ્નનો એક સરવાળાત્મક પ્રશ્ન અહીં પૂછાયો છે કે :,

'को दाता ?'

**દાતા એટલે દાન,**

**દ્રવ્ય,**

**દાન વિધિ,**

**અને દાનના ભાવોની**

**એકાત્મકતા !**

દાતાની દાતારતા દાન દ્રવ્ય, વિધિ અને દાનભાવનાના ઉત્કર્ષ કે અપકર્ષ પર જ અવલંબેલી છે.

ગ્રાહકની દૃષ્ટિએ સૌથી વધુ પ્રધાનતા છે દાનદ્રવ્યની.

'પૈસો' આપનાર લક્ષાધિપતિ પણ હોય,

અને

'પૈસો' આપનાર બે આના કમાનાર પણ હોય, તેમાં કોઈ તફાવત ખરો ?

બત્રીશ વાનગી સહિત સુવર્ણથાળમાં ભોજન કરનારો રોટીનું દાન કરે

અને....

સવારથી સાંજ સુધીના પરસેવાના અંતે પ્રાપ્ત થયેલ બે રોટી મેળવનાર રોટીનું દાન કરે તેમાં કાંઇ અંતર ખરું ?

**પરિશ્રમની પાછળ રહેલો ભાવ**
**એજ વસ્તુનું મૂલ્ય છે.**
**નિર્મૂલ્ય એટલે સુલભતાથી પ્રાપ્ત !**
**મૂલ્યવાન એટલે ઘોર પરિશ્રમનું ફળ !**

જે જેટલા પુરૂષાર્થના અંતે પ્રાપ્ત થાય તેટલું જ તેનું મૂલ્યાંકન અંકાય !

ધન, યૌવન અને સંપત્તિ, કામ, મોજશોખ અને વિલાસ કોઇકને ઓછા પુરૂષાર્થે પ્રાપ્ત થાય છે, તો કોઇકને જરા વધુ પુરુષાર્થ કરવો પડે છે.

છતાં ય,

ભૌતિકસંપત્તિના ડુંગરો મેળવીને પણઆત્મિકસંપત્તિ,

પ્રાપ્ત થતી નથી.

જ્યાં સુધી ક્રોધ, માન, માયા અને લોભની પરિમિતતા ન થાય, ત્યાં સુધી કદિ વીતરાગધર્મની–સત્યધર્મની પ્રાપ્તિ થાય નહીં.

અધમાધમકોટિના ક્રોધ, માન, માયા, લોભને અનંતાનુબંધી કહેવાય છે.

**અનંત એટલે સંસાર !**

**સંસાર એટલે દુઃખના જ આઘાત અને પ્રત્યાઘાત !**

**દુઃખનો જ ધ્વનિ અને પ્રતિધ્વનિ !**

**પુરૂષાર્થની પરાકાષ્ઠા આક્રમણમાં નહીં પણ સહનશીલતામાં છે.**

ક્રોધ,

માન,

માયા

અને

લોભના ભયંકર પરિબળને

નિર્બળ કરી,

ક્ષમા,

નમ્રતા,

સરળતા

અને

સંતોષના એક લવને

એક બિંદુને પ્રાપ્ત કરતાં, એક નહીં પણ અનંતજીવન અનંત આરાધના પણ ઓછી પડે છે.

આ પુરૂષાર્થના અંતે પ્રાપ્ત થાય છે,

**વીતરાગનો ધર્મ!**

**આત્માનો પોતાનો ધર્મ!**

**નિજનો સ્વભાવ!**

ધર્મ પોતાનીજ પેદાશ છે. માટે, ધર્મનું દાન કેવી રીતે થાય? તેવો ક્ષણભર વિચાર આવે.

પણ....

ભૂલશો નહીં કે કેટલીક

**વસ્તુનું સચોટદર્શન એ જ તે વસ્તુનું દાન છે.**

ચોરને પકડી આપનાર કંઈ ચોર પેદા નથી કરતો, છતાંય ઇનામને પાત્ર ગણાય છે.

શિક્ષક પોતનું મગજ વિદ્યાર્થીના ધડ પર મૂકી નથી દેતો, છતાંય શિક્ષક વિદ્યદતા છે. તેમ ધર્મનો ઉપદેશ કરનારા પણ ધર્મનાદાતા છે.

ભલે!

તે ધર્મપ્રાપ્તિ પોતાના પુરૂષાર્થનું પરિણામ હોય,

છતાંય એ તો ન જ ભૂલવું જોઇએ કે, 'ધર્મદેશક
વિના ધર્મ પામી શકયો અત્યંત કઠીન છે.'

ધર્મદર્શક કે દષ્ટા તે જ ધર્મદાતા છે.
ધર્મ જ પ્રબળ પુરૂષાર્થની નિષ્પત્તિ છે.
ધર્મ જ સૃષ્ટિનો પ્રાણ છે.
ધર્મવિનાની સૃષ્ટિ એટલે ચૈતન્ય વિનાનો મૃતદેહ!

માટે જ સૂરીશ્વરજી જવાબમાં ફરમાવી રહ્યા છે કે,

ધન નો દાતા

અન્ન નો દાતા

મન નો દાતા

તન નો દાતા

આમાંથી એક કોઈ સાચો દાતા નથી

કારણ કે ધન, અન્ન, મન, અને તન

આ બધાયથી યુકત હોવા છતાં માનવી દરિદ્ર બનીને ફરતો હોય છે, આ બધાય સાધન સામગ્રી વચ્ચે, હોવા છતાં જીવને જીવનથી દૂર ભાગવું પડતું હોય છે. દરિદ્રો અને સંપત્તિહીન કુલમાં જેટલા આત્મઘાત નથી થતાં, જેટલા સાધન સંપત્તિની છોળમાં રહેલાઓમાં થાય છે.

દુનિયાના સૌથી વધુ સુખી દેશોમાં આત્મહત્યાનું પ્રમાણ દિવસે દિવસે વધુને વધુ ઉંચુ જતું જાય છે.

શું તમે એમ માનો છો ત્યાં ધન, અન્ન, મનકે તનનો તોટો હોય છે, ત્યાં જો તોટો હોય તો એકમાત્ર 'વાસ્તવિકધર્મ'

આવા દેશમાં કોઈ સાચો ધર્મોપદેષ્ટા ભાગ્યેજ મલી આવે છે! જે કોઈ ધર્મનું પુંછડું પકડીને ચાલનાર છે, તે બિચારા ધર્મ શું છે તે જાણુતા નથી!

માટેજ તે દેશનિવાસીઓનું ભારતવર્ષ તરફ આકર્ષણુ વધી રહ્યું છે, કારણ ત્યાં ધર્મ સ્વાભાવિક છે. બધી જાતના 'દાતા' ત્યાં મલી શકે તેમ છે. પણ આ બધા દાતાઓ ધર્મદાનના દાતા વિના બિચારા ભિખારી જ છે! માટેજ તીર્થંકર ભગવંતો પણ ધર્મના જ દાતા હોય છે. ધર્મદાન સિવાય કોઈ ઉત્તમદાન હોત તો તેઓએ ચોકકસ તેવું દાન કર્યું જ હોત.

પણ અનંતજ્ઞાની કરૂણાપૂર્ણ શ્રી તીર્થપતિઓની દૃષ્ટિમાં ધર્મદાન સિવાય કોઈ વાસ્તવિક દાન હતું જ નહીં.

આ શાશ્વત સત્યના કારણેજ શ્રી તીર્થંકરભગવંતોની અનેક ભવની ઉચ્ચતમ આરાધના 'ધર્મદાતા' ના રૂપેજ પ્રગટ થાય છે.

હૈયામાં કોરી રાખજો કે ધર્મદાતા એ જ વાસ્તવિક દાતા છે. તેનું દાન જ ભવોભવના દારિદ્રયનું નાશક છે. સાચી શ્રીમંતાઇના શાશ્વત હકક ધર્મદાતા જ પ્રાપ્ત કરાવી શકે.

[૨]

को भ्राता ?

यः शुभंकरः

ભાઈ કોણ ?

જે શુભ કરે તે.

બે ટુકડાઓ થતાં જ હોય છે. પણ ક્યાંક આપવાની દૃષ્ટિએ ટુકડા થાય છે તો ક્યાંક પડાવી લેવાની દૃષ્ટિએ!

'વિભાજન' એ માત્ર કલેશ કે કંકાસનું નહીં પણ.... ભાવોર્મિનું પણ પરિણામ હોઈ શકે છે.

**'ભાઇ' એટલે ભાગ પડાવનાર એવી સામાન્ય સમજ માનવીના મગજ પર પથરાયેલી છે.**

**'પિતા'ની સંપત્તિનું "વિભાજન" જ ભાઈ શબ્દનું હાર્દ યા યથાર્થસ્વરૂપ સમજાય છે,**

'વિભાજન'ની આ દર્દમયી લિપ્સાએ કેટલાય રાજપુત્રો આ દુનિયાના મહેમાન થતાં પહેલાં જ યમધામમાં સિધાવી નથી ગયા ?

'ઔરંગઝેબે' ગાદી પર આવવા શું નથી કર્યું ? તેના ત્રણેય ભાઇઓને કેવી ભૂંડીદશામાં મૂકી દીધા.

કારણ ?

**તેને 'ભાઇ' શબ્દથી 'ભય' પેદા થયો હતો.**

'ભાઈ'ના અર્થે તેને 'વિભાજક' કર્યો હતો, તેથી જ તેમનું અસ્તિત્વ તે સાંખી ન શક્યો.

શું આવો ડર પેદા કરાવનાર ભાઈ શબ્દ છે? આવી સહજ આશંકા થતાં શિષ્ય તત્ત્વજ્ઞાની ગુરૂને પૂછે છે.

**'પ્રભો! ભાઈ કોને કહેવાય?'**

ગુરૂદેવ ફરમાવે છે. 'ભાઈ 'વિભાજક' અવશ્ય હોય છે.

પણ....

જ્યાં 'વિભાજન' છે, બે ટુકડા છે. ત્યાં ઝુંટવી લેવાની જ-દૃષ્ટિ હોય તેવું ન બની શકે!

માત્ર કલહ અને કંકાશ જ વિભાજનનું પરિણામ છે, તેમ ન માની લઈશ.'

**'વિભાજન' તો સમર્પણ પ્રેમ કે વાત્સલ્યનું પણ પરિણામ હોઈ શકે છે. અને ખરેખર ભાઈ શબ્દનો સાચો અર્થ પણ એ જ છે.**

**'શુભંકર' નું નામ જ ભાઈ!'**

પોતાની સંપત્તિનો અડધો ટુકડો ઝૂંટવવા પ્રયત્ન કરે તે ભાઈ નહીં.

પણ....

**પોતાના સ્વબલથી પેદા કરેલ લક્ષ્મીનો પણ અર્ધભાગ સમર્પણ કરવા તૈયાર થઈ જાય તે જ ભાઈ!**

પણ....

આટલું જ 'ભાઈ' નું સત્યસ્વરૂપ નથી. તેથી ઘણા આગળ વધ્યા બાદ જ તેનું સત્ય સ્વરૂપ પ્રગટ થાય છે.

**જ્યાં 'વિભાજન' સમર્પણનું પરિણામ છે. ત્યાં 'તિતિક્ષા' અને 'મમત્વ' અનિવાર્ય છે.**

પોતે દુઃખ સહી પોતાનાને સુખી કરવા એ જ પ્રેમનું પરિણામ છે.

પણ....

**પોતાનાને સુખી કરવામાટે માત્ર 'વિભાજન'ની નહીં પણ યોગ્ય ચીજના વિભાજનની જરૂર છે.**

જે ચીજ સમર્પણભાવે અપાઈ હોય, તે પણ જો સામેના પાત્ર માટે પીડાકારક હોય તો ત્યાં ભાઈનું સ્વરૂપ પ્રગટ થતું નથી.

**ભાઈ સમર્પણ બુદ્ધિએથી માત્ર 'વિભાજન' કરનાર નહીં.**

પણ...

**વિભાજિત વસ્તુનો યોગ્ય લાભ ઉઠાવી શકાય છે કે નહીં? તે જોનાર પણ છે.**

-તેથી જ 'ભાઇ'માં માત્ર સમર્પકપણું નહીં

પણ....

## શુભંકરપણું હોવું ખૂબ જરૂરી છે.

'સ્વહસ્તે મેળવેલું રાજ્ય ભાઇને આપી દેનાર સમર્પક બની શકે પણ.... શુભંકર ન બની શકે!

કારણ ?

રાજ્યનો ટુકડો મળવા માત્રથી જ જીવન આનંદ-સભર કે સાર્થક બની જતું નથી. તે માટે તો

**કોઈ અનુપમ આત્મગુણ પ્રદાનની જરૂર છે.**

**તેઓનું એમ કહેવું છે કે વિશ્વમાત્રના પ્રાણીઓ તારા બંધુઓ છે.**

**કારણ તે એક જ લોકમાં (૧૪ રાજલોકમાં) રહેનાર છે! કોઈ અલોકનો નિવાસી નથી, બધાયને આપવાની તારી ફરજ છે.**

માટે જ....

'મારી પાસે નથી તો શું આપું? તેમ કહીશ તો ચાલશે નહીં'

'ન હોય તો મેળવી લે!'

'બંધુઓને પાળ્યા પોષ્યા વગર કદિ ન ચાલે!'

લેણદારની પાસે દેવાળું કાઢી શકાય, પણ ભાઇઓ પાસે દેવાળું ન કઢાય!

**'તારી પાસે ન હોય તો મેળવીને આપ!'**

**આ વિશ્વના પ્રાણીઓને જેની જરૂર છે તે પૂર્ણ કર !'**

જેથી આ પ્રાણીઓ કદિય દુઃખ, શોક, અને રોગની આગમાં શેકાય નહીં.

આત્મગુણોની સુવાસ જેમ જેમ તું પામતો જઇશ, તેમ તેમ મૈત્ર્યાદિ ભાવનાનો વિકાસ થશે અને સારાયે જગતનો સાચો શુભંકર બંધુ બની શકીશ.

**આવો શુભંકર બંધુ જ સાચો ભાઇ છે!**

**નહીં તો....**

શાશ્વતકાળથી ચાલી આવેલા ઝઘડાનું એક પાત્રરૂપ જ તું 'ભાઈ' બની જઇશ ?

[૩]

**का माता ?**

**संयमी वृत्ति : !**

**માતા કોણ છે ?**

**જે સંયમી વૃત્તિ**

સંસારનો સૌથી પ્રથમ શબ્દ એટલે '**મા**'

બાળકનો અવ્યક્ત કલકલાટ સૌથી પ્રથમ 'મા'ના ધ્વનિમાં આકાર લે છે.

પ્રત્યેક ક્ષેત્રમાં તો ઠીક, પણ ધર્મક્ષેત્રમાં પણ પૂજ્યતાનું સ્થાન પામેલો છે.

**એક આત્માનો બીજા આત્મા સાથે સૌથી નિર્મળ સંસારિક સંબંધ હોય તો તે માતા અને સંતાનનો છે.**

પણ....

થોડાં વર્ષ પહેલાં બાળક તરીકે પેદા થયેલ એક વ્યકિત માટે સ્હામી વ્યકિત 'મા'નું રૂપ કેવી રીતે પ્રાપ્ત કરે છે?

સંસ્કૃતમાં 'મા'નો અર્થ લક્ષ્મી પણ કરવામાં આવે છે.

**એક વ્યકિત બીજી વ્યકિતના જીવન માટે કેવી રીતે લક્ષ્મી બની શકે છે? આ બધું ખાસ વિચારવાનું છે.**

ખરેખર તો આર્યાવર્તના સંસ્કાર મુજબ 'મા' એટલે **બાળકને પ્રેમ હેળવવાનું જન્મસિદ્ધ સ્થાન!**

પણ....

એ પ્રેમની પાછળ 'મા'નું કંઈ કર્તવ્ય છે? અને એ કર્તવ્ય તે જ માતાનું સાચું રૂપ છે.

નવ મહિનાસુધી ઉદરમાં બાળકને મોટું કરતાં અસહ્ય વેદના સહવી પડે છે.

પણ....

તે સહના માત્રના નાનાનું માતૃત્વ સમાઈ નથી જતું. બાળકને જન્મ આપ્યા પછી માતાને વેદનાઓ સહવાની છે. અને એ વેદનાઓને સહીને જે આપવાનું

**છે. તે જ સાચુ માતાનું સ્વરૂપ છે, માતૃત્વ છે.**

તેથી જ ગુરૂદેવ પ્રશ્નના જવાબમાં કહે છે કે, 'કેવળ જન્મ આપીને અટકી જવું તેટલું જ માતાનું સ્વરૂપ નથી.

પણ....

**માતાનું સ્વરૂપ સંયમી વૃત્તિમાં છે.'**

સંયમીવૃત્તિ માતા કેવી રીતે છે? તે વિચારવું અત્યંત સરળ છે. પહેલાં "મા" નું વાતાવરણ તપાસો.

જગત્માં સદાચારી કરતાં વ્યભિચારીની સંખ્યા વધારે છે. તે બનવાજોગ છે.

પણ....

**કોઈ એવો વ્યભિચારી નહીં હોય, જેને પોતાની સુંદરતમ "મા"ની સામે કદી પુત્રની ભક્તિ પ્યાસને છોડીને "પતિ"ની સામાન્ય દૈહિક પિપાસાથી જોયું હોય!**

જગત્માત્રને પત્નીની દૃષ્ટિથી જોનાર માટે પોતાની 'માતા' માતા તરીકે ત્રિકાલ જ રહેવાની!

**વિકારની પ્રબલતમ ભાવનાનો ચૂરો કરવાની તાકાત માત્ર માતૃત્વની કલ્પનામાં છે.**

રૂપથી ભરેલી; યુવાનીના આંગણે ઊભેલી સ્ત્રી પણ લૂંટ ચલાવનારા લૂંટારાને 'પુત્ર' કહીને જો પુત્ર માટેના વાત્સલ્ય-ભાવથી ઓતપ્રોત થઈને તે બોલાવશે,

તો ગુંડાની-ડાકુની વ્યભિચારીની તાકાત નથી કે તે સ્ત્રીની સામે નજર પણ કરી શકે!

સ્ત્રીમાં પુરૂષદેહના અંગની પિપાસા!

પુરૂષમાં સ્ત્રીદેહના અંગની પિપાસા!

બંનેમાં એ અપવિત્રતાનો સ્રોત હોવાં છતાંય....

**'માતા' નો શબ્દ આવ્યો એટલે તે અપવિત્રતા પુણ્યમયી પવિત્ર બની જાય,**

આ એક તાકાત માત્ર 'માતા' શબ્દની છે.

**વાસનાના પ્રબળ પ્રવાહને એક ક્ષણમાં બાળી નાંખનાર 'માતા' ની કલ્પના છે!**

લૂંટારાની લુંટારૂવૃત્તિમાંથી રક્ષકની વૃત્તિ પેદા કરનાર 'માતા' ની કલ્પના છે!

**ભોગની કારમી લાલસાનું ત્યાગમાં રૂપાંતર કરવાની એક સફળ સાધના એ છે 'માતા' પદનો પરમ પ્રભાવ!**

'મા' શબ્દ એટલે વાસનાના અંધકારને ઝળહળતાં પ્રકાશમાં ફેરવી નાંખનાર ઝળહળતો સૂર્ય!

'મા' એટલે ભોગપિપાસાને કચડી નાંખનારી સંયમીવૃત્તિ.

હજારો સ્રીને ત્યાગીને ગયેલો સંયમી પણ ગબડતા સંયમને 'મા' ની કલ્પના કરી સફળતાથી ટકાવી શકે છે!

'મા' શબ્દના આ પ્રભાવિક ઘડતરમાં પણ આટલા પરિબળો છે. તો અવશ્ય છે.

**૧ આનંદ મયી વેદના**

**૨ અશરણતા – નિરાધારતાનો અનુપમ ખ્યાલ**

**૩ નિ: સ્વાર્થ પોષકભાવના**

૧ પરલોકમાંથી આલોકના અવતરણથી જ વેદનાના અનુભવમાં – દૈહિક વેદના અનુભવવા છતાં પણ એક માનસિક શાંતિ કે તૃપ્તિનો અનુભવ "માતા"ના પ્રભાવનું પ્રથમ પગલું છે.

**૨ ત્યાગ માત્ર પ્રભાવશાળી છે. માતા તેનો ઉ-ત્તમ નમુનો છે. ખાવામાં, પીવામાં, રડવામાં, હસવામાં, હરવામાં, ફરવામાં સર્વત્ર સર્વ રીતે નિરાધાર બાળકની પોષકતાની જવાબદારી "વાસના"નાં ઉર્ધ્વીકરણનું બીજું પરિબળ છે.**

૩ ઉમર મોટી થઈને બાળકો મોટા થાય છે. ત્યારે તેનામાં કંઈક પામ્યાની કંઈક શ્રેષ્ઠતાની ભાવના પેદા થાય છે. બીજી બાજુ બાલ્ય-કાળના અનુભવો સૂકાતા થતા જાય છે.

પણ....

માતાની સ્મૃતિમાં પુત્રના તે દિવસો ગાઢ બનતા જાય છે. નવું વાતાવરણ પણ તે ભૂતકાળના ભાવોથી દૂર નથી

જતું. પરિણામે તેની પોષક ભાવનામાં નિરાધારનું રક્ષણ મુખ્ય રહે છે.

પુત્રનો અપરાધ કે દોષ એ માતાનું વિવેચન ન હોય.

**હોય માત્ર નિરાધારનું રક્ષણ!**

**સ્વદેહની પરિણુતિનું સ્વદેહ જેવું જ જતન!** એજ માતાનું વિવેચન હોય છે.

આ ત્રણું પરિબળો એક અક્ષમ્ય સંયમીવૃત્તિ અને સહનશીલતાને પેદા કરે છે!

તેથી જ અધ્યાત્મયોગીએ એક પગથિયું આગળ વધીને તે શક્તિઓને પોતામાં લાવવા માટે:-

**સર્વત્ર બાળક જેવા નિશ્ચિંત બનવા માટે**

કહો કે-

**સર્વકાળ 'મા'ના પ્યાર-લાડમાં જીવવા માટે, સંયમીવૃત્તિને** માની ઉપમા આપી છે.

સંયમીવૃત્તિની તાકાત એટલે માતાની સાચી સાર્થકતા.

સંયમીવૃત્તિમાં પ્રથમ માતા જેવી વેદના થશે. બહારના રંગરાગને છોડી દીધા છે, તેનો ખ્યાલ અંગઅંગમાં એક આગ સળગાવશે,

પણ....

**આત્મધર્મરૂપ બાળકની પ્રસૂતિ થવાની છે.**

**તેનો ખ્યાલ આવશે, તો દેહની વેદના મનની મસ્તીને ગાઢ બનાવશે!**

જગત્માતા ત્રિશલાના અત્યંત પ્રેમને આધીન થઇને ભગવાન મહાવીરે 'મા'ના દેહને શાતામય બનાવવાનો યત્ન કર્યો.

પણ....

દેહની શાંત થયેલી વેદનાએ મનમાં આગ સળગાવી.

અને....

આખરે.... ભગવાનને પુનઃ એ દૈહિકવેદના થવા દીધી. પરિણામે મનની આગ શાંત થઈ.

એટલું જ કહેવાનું છે કે દેહની વેદના પણ ઘણીવાર મનની મસ્તીની સાધક બને છે. કેવલજ્ઞાન, કેવલદર્શન, અનંત ચેતનારૂપ બાળકને જન્મ આપતાં સંયમી વૃત્તિરૂપ માતાને આ ઇંદ્રિય અને દેહની વેદના આનંદનું મધુરૂં ગીત લાગશે. પૌદ્ગલિક દુનિયાની ભૂતાવળમાં અંકૂરા ફૂટેતા–પાંગરતાં સદગુણોની ભાળ લેવાનું મહાન કાર્ય કરવાનું છે.

**ઉગતીદશામાં–પ્રાથમિક અવસ્થામાં સદ્‌ગુણોની જેવી નિરાધાર દશા છે, તેવી કદાચ દુનિયામાં કોઇનીયે નહીં હોય!**

જે પોતાનું સ્થાન માતા તરીકે–સદ્‌ગુણોની જનેતા તરીકે સમજ્યા હશે! પોતે સંયમીવૃત્તિરૂપ જનેતા બન્યા

હશે, તેમને જ સદ્‌ગુણરૂપ બાળક ઉપર કરૂણાદષ્ટિ દોડાવી હશે !

**વૃદ્ધિ પામેલા સદ્‌ગુણો પણ બાળકની જેવીજ સંભાળને યોગ્ય છે, તે ખબર સંયમીવૃત્તિ માતાનેજ છે !**

બાળક હોય તો દૂધ અપાય !

મોટો થાય તો અન્ન અપાય !

પણ આપવાની રીત, આપવાનો ભાવ, પુત્રની લાગણી જરાય ન્યૂન ન થાય.

સંયમીવૃત્તિરૂપ માતા જેનામાં હશે તે પણ વૃધ્ધિ પામેલા સદ્‌ગુણોની બાળકની માફકજ સંભાળ કરશે !

માટેજ શાસ્ત્રકારોની 'માતા' સંયમીવૃન્તિ' સત્ય ઠરે છે.

વધુ વિચાર કરનાર વાચકને પોતાની જ માતા પોતાની સંયમીવૃન્તિ સારી રીતે સમજાઈ જશે.

સંયમીવૃત્તિ વિના તેના દેહનું જતન કે આત્માનું કોઇનું પણ પાલન, પોષણ કે રક્ષણ કરનાર બીજું કોઇ નથી!

દેહનું દાન કરનારી માતા દેહનું દાન કરી તેનું પાલન અને રક્ષણ કરશે

પણ

જ્યાં સુધી તેનામાં રહેલી 'સંયમીવૃત્તિ' પોતાનામાં નહીં આવે ત્યાં સુધી તે બધા યત્નો નિરર્થક નીવડશે.

ઇંદ્રિયોના ગુલામ,

વિષયોના પ્યાસી'

વાસનાના પ્યાદા પુત્રો માટે

**દેહનું દાન કરનારી માતાને વેદનાના આંસુ જ સારવાનાં હોય છે!**

જ્યારે માતામાંથી પ્રગટ થયેલ સંયમીવૃત્તિને આત્મસાત્ કરનાર પુત્ર અનંત ગુણમય પુત્રને દેહદાન કરનારી સંયમવૃત્તિરૂપી માતાને કૃતજ્ઞ નીવડશે!

ત્યારે 'સ્વયં' ખીલી ઉઠશે!

'સ્વ' સ્વરૂપનો અનેરો આનંદ લૂટશે!

અને

**માતાને પણ તેનો આનંદ અપાડશે. તે શાહની અમર સેવિકા બનાવશે!**

[૪]

क : पिता ?

भवपारद :

પ્ર. કોણ પિતા?

જ. જે ભવપાર પમાડે તે

'અર્જન' કર્યા બાદ પણ માનવીમાં 'સર્જન'ની એક સ્પૃહા જોવામાં આવે છે.

**'સર્જન વિના માનવજીવનની સાર્થકતા ભાગ્યે જ હોય છે.**

સર્જન માટે માનવજીવનનું વિસર્જન કરતાં પણ માનવ અચકાતો નથી !

આજ કારણે માનવીનો સૌથી વધુ પ્રેમ પણ પોતાનાં સર્જન માટે જ જોવામાં આવે છે.

**'પિતાનુ' પદ ઉત્તમો-તમ સ્રષ્ટાનું દ્યોતક છે, 'પિતા' શબ્દની પાછળ પુરૂષાર્થ**

**અને**

**ન્યોચ્છાવરતાનો પ્રવાહ વહી રહેલો દેખાય છે.**

સામાન્ય કક્ષાના માનવીની ઝંખના પિતા પદ માટે કેવી હોય છે ? એ તો અનુભવીને જ સમજાય,

પણ....

પ્રત્યેક 'પિતા' પોતાના સર્જનરૂપ ફરજંદને જ પોતાના જીવનની પુનરાવૃત્તિ માનતો હોય છે.

અને

તેથી જ,

સારાએ જીવન દરમ્યાન કરેલા સર્જનનું 'વિસર્જન' કરીને તેમાં જ

પોતાના જીવનની સાર્થકતા અનુભવતો હોય છે.

ઇતિહાસ કહે છે કે મોગલ બાદશાહ બાબર પુત્રના મૃત્યુને અર્થાત્ પોતાના જ સર્જનનું વિસર્જન ન સહી શક્યો, અને ખુદા તાલાને પ્રાર્થના કરી ને પોતાના સર્જનને ચિરંજીવ બનાવવા પોતે જ વિસર્જનમાં લય થઈ ગયો.

આ દંતકથા સાચી છે કે ખોટી છે તે જુદી વાત છે.

પણ....

**પિતાની સર્જન માટેની મમતા તો આવી જ હોય છે.**

**'જેમાં સર્વસ્વનું સમર્પણ હોય તે જ સર્જન!'**

આમ પિતા શબ્દનું રહસ્ય સર્વસ્વના સમર્પણથી જ પ્રતીત થાય છે!

આવા જ કોઇ 'પિતા' શબ્દના ખ્યાલે શિષ્યે ગુરૂને પ્રશ્ન કર્યો કે:-

**'ગુરૂવર્ય પિતા કોણ?'**

ગુરૂવર્યની અનંતજ્ઞાનમયી દૃષ્ટિમાં પિતા' સર્જક તો હતા જ.

પણ....

**'ક્ષણ ભંગુરતાના નહીં'**

**'શાશ્વતતાના'**

ગુરૂદેવે જણાવ્યું:

'વત્સ ! 'પિતા' માત્ર સર્જક છે. તેમ ન માનીશ ?'

માત્ર સ્વદેહના સર્વોત્તમ અંશથી માટીના પિંડના સર્જકને જ પિતા ન માની લઇશ.

પણ....

જે આત્મ-પુરૂષાર્થવડે શાશ્વતનો સર્જક હોય તેને જ પિતા ગણજે !

દેહરૂપ 'સર્જન' ક્ષણભંગુર છે.

'સર્જન'ની સાથે જ વિસર્જનને ગર્ભમાં લઇને આવ્યું હોય છે.

વીજળીના ચમકારાની માફક કે જલના પરપોટાની માફક તેમાં ઉત્પત્તિ કરતાં લયનું જોર વધારે છે.

સર્જનકાળથી જ તેમાં 'વર્ધન' કરતાં 'વિસર્જન' તરફ વધુ ગતિ હોય છે.

'આવું સર્જન એ કોઇ મહાન્ આશ્ચર્ય નથી !
તેમાં કોઇ મહાનતા કે ગર્વ લેવા જેવું પણ નથી !'
માત્ર માટીના પિંડના સર્જનથી પિતા ન બની જવાય.

પણ....

પિતા બનવા માટે તો મલિનદશામાં રહેલા શાશ્વતનું ઉદ્ઘાટન કરવું પડે !

આ ઉદ્ઘાટન કરનારજ સાચા પિતા' છે.
તેનું સર્જનજ શાશ્વતકાળ રહેનારૂં છે.
ગમે તેટલી પ્રાર્થનાના અંતે 'સર્જન' કર્યું હોય.

પણ....

'સર્જન' વિનષ્ટ
થયું કે તુરત જ 'સર્જક' અને 'સર્જન'ના પિતા અને
'ફરજંદ'ના સંબંધનું વિસર્જન થઇ જાય છે.

તેથી જ

શાશ્વત્ સર્જક બનવા માટે,
શાશ્વત્ સર્જન કરવાની જરૂર છે.
શાશ્વતકાળ સ્થાયી
આત્મગુણોના પ્રકાશક
વિકાસક
અને
સર્જક
તીર્થપતિઓ–
કેવળજ્ઞાનીઓ
અને
નિર્ગ્રંથ મુનિવરોજ
સાચા પિતા બની શકે છે !
'તેજ સાચા પિતા છે.
તેજ ભવનો પાર કરાવનારાં છે'
આત્મ ગુણોના સર્જક બની,
વિનાશમાર્ગના વિનાશ કરનારા છે !